

[ ઘટો. ]

તન એક જ માગું, તે ભલા ભૂદેવ ! આપ ને.

( મધ્યમ, પૃ. ૧૩ )

પ્રભણાંધુ પ્રી. વકરી.

# મધ્યમ.

કવિશ્રી ભાસના મધ્યમ નાટક ઉપરથી

રચી પ્રસિદ્ધ કરનાર

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

અમદાવાદ.

આવૃત્તિ ૧, પ્રત ૫૦૦.  સંવત ૧૯૭૬, સન ૧૯૨૦.

મૂલ્ય બાર આના.



છાપનાર રા. રા. શંકરરાય અમૃતરાય,

જ્ઞાનમંદિર પ્રિંટિંગ પ્રેસ, વાઘેશ્વરની પોળ, રાયપુર,

અમદાવાદ.

## શંકરલાલ હર્ષદરાય ધ્રુવે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| મોજની મુદ્રિકા*+ | ( આવૃત્તિ ૫. ) | રૂ. ૧--૪-૦ |
| પરાક્રમની પ્રસાદી*† | ( „ ૫ ) | ૧—૦-૦ |
| સાચૂં સ્વપ્ન*† | ( „ ૧ ) | ૧—૮-૦ |
| પ્રિયદર્શના* | ( „ ૨ ) | ૦-૧૨-૦ |
| મધ્યમ નાટક | ( „ ૧ ) | ૦-૧૨-૦ |
| ગીતગોવિંદ | ( „ ૪ ) | ૧—૮-૦ |
| અમરુશતક | ( „ ૪ ) | ૧—૪-૦ |
| છાયાઘટકર્પર | ( „ ૧ ) | ૦—૧-૦ |
| ભાલણકૃત કાદંબરી, પૂર્વ ભાગ ‡ | ( આવૃત્તિ ૧ ) | ૩—૦-૦ |
| मुद्राराक्षसम् । | ( આવૃત્તિ ૧ ) | ૧-૧૪-૦ |

### હવે પછી પ્રસિદ્ધ થવાનાં

પ્રધાનની પ્રતિજ્ઞા.

ભાલણકૃત કાદંબરી, ઉત્તર ભાગ.

મળવાનાં ઠેકાણાં—મેસર્સ એન. એમ. ત્રિપાઠી એંડ કંપની, બુકસેલર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ, મુંબઈ; રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર, ત્રણ દરવાજા, અમદાવાદ; રા. જીવનલાલ અમરશી મહેતા, બુકસેલર, પીરમશાહ રોડ, અમદાવાદ; ગુજરાત ઓરીએંટલ બુક ડીપો, રતનપોળ, અમદાવાદ.

---

* નિશાળોમાં ઇનામ અને પુસ્તકશાળા માટે મંજુર. †ટ્રેનિંગ કાલેજોમાં અને સેકંડરી સ્કૂલોમાં ભણતરના પુસ્તક તરીકે મંજુર. ‡ M. A. માં પાઠ્ય પુસ્તક તરીકે મંજુર, મુંબઈ.

## બે બોલ.

ભાસની પ્રસ્તુત કૃતિનાં બે ભાષાંતરો[1] બહાર પડી ચૂક્યાં છે. તો પછી इदं तृतीयम् શા માટે ? પ્રશ્નનો ઉત્તર એટલો જ છે, કે એ બંને मध्यम व्यायोग છે અને આ मध्यम नाटक છે. પૂર્વના અનુવાદ મૂળની પહેલી આવૃત્તિની વાચનાને અનુસરી ને રચવામાં આવ્યા છે. વર્તમાન છાયા સટીક નવા સંસ્કરણની સુધારેલી વાચનામાંના ભ્રષ્ટ પાઠોને સંગતિ અને સંભવની પદ્ધતિએ પુનઃ સંસ્કાર આપી તૈયાર કરી છે. સારા કવિના લેખોના ભિન્ન ભિન્ન દૃષ્ટિએ જેટલા ઊતારા કરાય તેટલા ઓછા કહેવાય. આપણા સાહિત્યના આકાશમાં [2]મેઘના મનોહર સ્વરૂપનાં અને લોકોત્તર ધ્વનિનાં અનેક રૂપાંતર સહુને પરિચિત છે.

**મધ્યમ** નાટકના પદ્યભાગમાં એક નવીનતા આણવાનો પ્રયત્ન સ્હેજે વાંચનારની નજરે પડશે. એમાં અક્ષરને માથે અર્ધચંદ્ર કે આડી લીંટી છે નહિં. ફારસીમાં નુકતા જેમ લિપિની અપૂર્ણતા બતાવે છે, તેમ કવિતામાં આ ચિહ્નો કૃતિની અપૂર્ણતા જણાવે છે. લઘુનો ગુરુ અને ગુરુનો લઘુ અક્ષર ઘડી લેવાની છૂટ અઢી હઝાર વરસ જૂની છે. અક્ષરના માપમાં સ્વેચ્છાએ આવો ફેરફાર કરી લેવાનો કવિતા રચનારને હક છે એવી સમજ પાલી, અર્ધમાગધી, પ્રાકૃત અને અપભ્રંશમાંથી આપણી ભાષામાં ઊતરી

---

૧ ગૂજરાતીમાં પહેલું મધ્યમ વ્યાયોગ મુંબઇ, કાલબાદેવી રોડ, દામુલની વાડીના રા. રા. લાલશંકર હરપ્રસાદે સ્વતંત્ર પુસ્તક રૂપે બહાર પાડ્યું હતું; અને બીજું અકાળમૃત્યુ પામનાર રા. રા. મોહનલાલ નાગરદાસ મહેતાએ સન ૧૯૧૮ ના માર્ચના બુદ્ધિપ્રકાશમાં છપાવ્યું હતું. ૨ મહાકવિ કાલિદાસકૃત मेघदूत.

આવી છે. પરંતુ સમકાલીન [1]રૂપબંધમાં અને [2]માત્રાબંધમાં એ છૂટ લીધી નથી. તત્ત્વદૃષ્ટિએ જોઇયે, તો એ વિહિત પણ નથી. લઘુ તે લઘુ અને ગુરુ તે ગુરુ જ બોલાવો ઘટે છે. એક માત્રાનો અક્ષર માપમાં એક જ માત્રાનો અને બેનો બે જ માત્રાનો રહેવો જોઇયે. લંબાવી ટૂંકાવી અક્ષરનો મૂળ ઉચ્ચાર પલટી નાંખવાનો પ્રચાર કાનને અણગમો ઉપજાવે છે, જીભને સંસ્કારહીન બનાવે છે અને જોડણીનું સત્યાનાશ વાળે છે. ગદ્યમાં પણ ભ્રષ્ટ ઉચ્ચાર વર્જ્ય છે; તો પદ્યમાં ગ્રાહ્ય કેમ હોઈ શકે? બોલતાં જે સમય લાગે તે પ્રમાણે અક્ષરનું માપ ગણવું, એ નિયમ તો [3]કલાબંધનો છે. દ્રુત, પ્લુત વગેરેને એ પ્રકારની પદ્યરચનામાં સ્થાન છે, રૂપબંધ અને માત્રાબંધમાં નથી. આ બે વિભાગમાં 'ઉચ્ચારે ઓળખાય' એ ધોરણ દાખલ કરવાથી બંધની [4]સંકીર્ણતા ઉત્પન્ન થાય છે. માટે કરી ને અત્યાર સુધી લેવામાં આવેલી છૂટ રૂપબંધમાં અને માત્રાબંધમાં મને ભૂલ ભરેલી લાગે છે; અને 'ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો' એ કથનને અનુસરી મેં એ અનિષ્ટ છૂટ આ અનુવાદના રૂપબંધમાં ઘણે ભાગે લીધી નથી.

અમદાવાદ, આષાઢ, ૧૯૨૦. **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

૧ લઘુ ગુરુ રૂપને આધારે રચાતા છંદ; જેવા કે વસંતતિલકા, માલિની. ૨ માત્રાના આધારે રચાતા છંદ; જેવા કે આર્યા, પાદાકુલ. ૩ એક અથવા વધારે માત્રાના અક્ષર છતાં જે ન્યૂનાધિક સમયમાં બોલવામાં આવે તેને એટલે કાલકૃત માનને આધારે રચાતાં પદ, પ્રબંધ વગેરે. ૪ ગોટાળો.

# ઉપોદ્‌ઘાત.

## નાટકની રચના.

मध्यम કિંવા मध्यमक ભાસ કવિનાં ટૂંકાં નાટકોમાંનું એક છે. એ અને ऊरुभङ्ग, कर्णभार, दूतघटोत्कच તથા दूतवाक्य, એ પાંચે એક એક અંકના પ્રયોગબંધ છે. પાછલાં ચાર નાટકનું અને पञ्चरात्रનું વસ્તુ કવિએ વ્યાસ ભગવાનના महाभारतમાંથી લીધું છે. એથી ઊલટું, પહેલું નાટક જે मध्यम, તેનું વસ્તુ તેણે પોતે ઊપજાવી કાઢ્યું છે. એમાં ભીમ હિડિંબા ને ઘટોત્કચ સિવાયનાં પાત્રો કવિકલ્પિત છે. ત્રણ ઐતિહાસિક પાત્રો વિશેનો કવિનો આદર પાંચમા વેદ[1] પ્રત્યે આર્ય પ્રજાની પ્રીતિ પુરતો છે. महाभारत અને मध्यम વચ્ચેનો સંબંધ वाल्मीकीय અને वासिष्ठ रामायण વચ્ચેના સંબંધથી પણ કમતર છે. વસ્તુની અપૂર્વતા ઉપર નજર રાખતાં એક તરફ रामायण, महाभारत, हरिवंश, ઇતિહાસ અને લોકકથાને આધારે રચાયલાં વિદ્યમાન અગિયાર નાટકો[2] ગોઠવાય છે; બીજી તરફ સ્વોત્પાદિત दरिद्रचारुदत्त

---

1 महाभारत. 2 प्रतिमादशरथ અને रामाभिषेक એ બે વાલ્મીકીય रामायण ઉપરથી, पञ्चरात्र, दूतवाक्य, दूतघटोत्कच, कर्णभार અને ऊरुभङ्ग એ પાંચ महाभारत ઉપરથી, कृष्णबालचरित નાટક हरिवंश ઉપરથી, प्रतिज्ञायौगन्धरायण અને स्वप्नवासवदत्त વત્સરાજ ઉદયનના ઇતિહાસ ઉપરથી અને अविमारक લોકકથા ઉપરથી રચાયેલ છે.

આવે છે; અને વચ્ચે યત્કિંચિત્ પરોપજીવી મધ્યમનું સ્થાન છે. પ્રસ્તુત નાટક કવિની નવીન સૃષ્ટિ છે તે સમજવા તેનું સંવિધાન ધ્યાનમાં લેવું જરૂરનું છે.

સાર[૧].

દ્યૂતમાં રાજપાટ હારી જઈ રખડતા થયેલા પાંડવો હિડિંબાવનમાં પર્ણકુટી બાંધી રહેતા હતા. ત્યાંથી કેટલેક દૂર તેમના પુરોહિત ધૌમ્ય મુનિનો આશ્રમ હતો. તેમણે પાંડવોનું શુભ ઇચ્છી શતકુણ્ડ યજ્ઞ આરંભ્યો હતો. ત્યાં યુધિષ્ઠિર, અર્જુન, નકુલ અને સહદેવ દ્રૌપદીને લેઈ દર્શને ગયા હતા. એકલો ભીમ આશ્રમ સાચવવા પાછળ રહ્યો હતો.

એ વન જેના નામથી ઓળખાતું હતું તે હિડિંબાનો આશ્રમ પણ પડોશમાં જ હતો. તે એવે સ્થળે આવ્યો હતો કે પાસે રહેનારનું અને ઘસડાઈ ને જનારનું લક્ષ પણ તે તરફ ખેંચાય નહિ. એ આશ્રમમાં તે સુશીલ રાક્ષસી પરાક્રમી ઇચ્છાવરનું નિરંતર સ્મરણ કરાવતા વીર પુત્ર ઘટોત્કચને ઊછેરવામાં અને એના રાક્ષસ શરીરમાં આર્યસંસ્કૃતિ ખિલવવામાં કાળ નિર્ગમન કરતી હતી. પાંડવો સમીપમાં રહેતા હતા તેની એને ખબર હતી. ધૌમ્ય મુનિના શતકુણ્ડ યજ્ઞનું પ્રકરણ પણ અમાનુષી

---

૧. તાડપત્રમાં ઊતરી આવેલી વાચનાનો સાર કંઇક જુદો પડે છે. જુઓ બુદ્ધિપ્રકાશ, ૧૯૧૮, મે, પૃ. ૧૩૯-૪૨, શ્રીયુત હરિ નારાયણ આપ્ટે કૃત 'ભાસની નાટકકથાઓ' નો રા. મણિલાલ છબારામ ભટે કરેલો અનુવાદ.

શક્તિને લીધે એના જાણવામાં હતું. એકલા પડેલા પ્રિયતમના મેળાપનો એ અમૂલ્ય અવસર હતો. તે સાધવા સદાચાર સેવનારી સ્ત્રીએ એક યુક્તિ રચી. તેણે પ્રિયપ્રસાધન વ્રત કર્યું અને પારણાં સારૂં કોઇ મનુષ્ય શોધી લાવવા પુત્રને આજ્ઞા કરી. તે જાણતી હતી કે વનમાં મનુષ્ય નામે મધ્યમ કુંતીકુમાર જ ઘટોત્કચને જડશે. તે જાણતી હતી કે સમાગમ થતાં ભીમસેન પુત્રને ઓળખ્યા વિના નહિ રહે. તેથી એમ પણ તે જાણતી હતી કે બીજા કારણથી નહિ, તો કૌતકથી પણ પુત્ર સાથે પતિ આવશે. માતાની આજ્ઞા માથે ચડાવી ઘટોત્કચ મનુષ્યની શોધમાં નીકળ્યો. આર્ય સ્ત્રીને ન છાજે એવી માગણીથી તે મનમાં કચવાયો. તેના શરીરે ઘૃણાની કંપારી વછૂટી. તેના પગ પાછા પડયા. પણ તે ક્ષણમાત્ર જ. માતાને દેવાધિદેવ માનનારો સુપુત્ર ઝડપબંધ આગળ વધ્યો. જતાં જતાં તેની ગરુડ જેવી તીક્ષ્ણ દૃષ્ટિએ વેગળે એક બ્રાહ્મણ કુટુંબ જોવામાં આવ્યું. તેમાં એક વૃદ્ધ વિપ્ર, તેની પત્ની અને તેના ત્રણ પુત્ર હતા. તેઓ [1]કુરુજાંગલ દેશના પવિત્ર યૂપગ્રામ નામે ગામના રહેવાસી હતા. વડીલ કેશવદાસના મામાના દીકરાને ઉપવીત આપવાનું હતું, તે ટાણાસર તેઓ ઉદ્યામક જતાં હતાં. હિડિંબાવનમાં પગ મૂકતાં જળમાં રહી તપ કરતા એક મુનિએ તેમને ચેતાવ્યાં હતાં, કે વાટમાં રાક્ષ-

---

૧. રાજ્યની વ્હેંચણીમાં જે દેશ પૂર્વે યુધિષ્ઠિરને મળ્યો હતો તે. એની રાજધાની ઇંદ્રપ્રસ્થ હાલના દિલ્હીની પડોશમાં યમુનાને કિનારે આવી હતી.

સનો ભય છે; તેથી તેઓ થાય તેટલી ઉતાવળે રસ્તો કાપતાં હતાં. ઘટોત્કચે હાક મારી તેમને રોકવાનું કર્યું. તેમણે ઊભાં ન રહેતાં બેવડી ઝડપથી નાસવા માંડ્યું. પણ ક્યાં રાક્ષસી શક્તિ ને ક્યાં માનુષી? ઘટોત્કચે જોતજોતામાં તેમને પકડી પાડ્યાં ને આંતરી લીધાં. સાંકડે સપડાયલા કેશવદાસે દીનપણે વાટપાડુ રાક્ષસને વિનયથી પૂછ્યું કે ભાઇ! અમને તું કંઇ કરતાં છોડીશ? હૈડિંબેયે નરમાશથી ઉત્તર આપ્યો કે ' મહારાજ! મારાં માતુશ્રીને પારણાં કરવાં છે. તે માટે આ તમારા ત્રણ પુત્રમાંથી એકને આપો, તો હું તમને જવા દેઉં.' એ અંતરામણમાં મોટાને આપતાં ધર્મવત્સલ પિતાનું અને ન્હાનાને આપતાં લઘુમુગ્ધ માતાનું મન પાછું હઠ્યું. એમની મૂઝવણ જોઈ વચટે પોતે જ ' મારો દેહ જ સ્વીકારિયે ' એવી રાક્ષસ પાસે માગણી કરી. ઘટોત્કચ તે કબુલ રાખતાં માતાપિતા અને બાંધવના અમોઘ આશીર્વાદ લેઈ મધ્યમ વિપ્રકુમાર જવા તત્પર થયો. તે વખતે કેટલેક દૂર સરોવર જેવું જોઈ તેણે આત્મતર્પણ કરી લેવાની ઘટોત્કચ પાસે રજા માગી. સંસ્કારસંપન્ન રાક્ષસે તેના ચારિત્ર્યથી પ્રસન્ન થઈ હા પાડી. રજા મળવાની સાથે મધ્યમ પરલોકની તૃષા મટાડવા ઉતાવળે પગે જળાશય ભણી વળ્યો. પણ તે દૂરના સરોવરે ન્હોચે ને તર્પણ કરે, ત્યારપછી પાછો આવે કની. ઘટોત્કચ તો માતુશ્રી ભૂખ્યાં હોવાથી તલપાપડ થવા લાગ્યો. છેવટે ધીરજ ખોઈ તેણે વૃદ્ધ વિપ્રને કહ્યું:—અરે મહારાજ! બોલાવ તારા પુત્રને. કેશવદાસે કંપતા ઓઠે જવાબ આપ્યો:—તારી જાતને પણ વટાળે એવું આ તું કહે છે શું? ત્યારે

તેણે જાતે હાક મારવાનો નિશ્ચય કર્યો. પણ તેને શા નામે બોલાવવો એની વિમાંસણ પડી. એ મુશ્કેલીમાં જ્યેષ્ઠ તરફ ફરી ઘટોત્કચે તેને પૂછયું:—અલ્યા જવાન ! તારા ભાઇનું નામ શું ? પરંતુ જ્યેષ્ઠ તો એના દુઃખમાં ગરક થઈ ગયો હતો. તેણે ઘટોત્કચનો પ્રશ્ન સાંભળ્યો નહિ. તે તો વચટનું ભલપણ સંભારી તેને માટે મધ્યમને નામે શોક કરતો હતો. ટપ તે બોલ પકડી લેઈ ઘટોત્કચે આત્મતર્પણ કરવા ગયેલા વિપ્રકુમારને મોટેથી હાક મારી. તેના ઘનઘોર અવાજથી આખું વન ગાજી ઊઠયું. પણ શ્રદ્ધાળુ મધ્યમ તો એના ધર્મકાર્યમાં એવો એકાગ્ર બની ગયો હતો, કે તે હાક તેના સાંભળવામાં આવી નહિ.

એવામાં મધ્યમ કુંતીકુમાર ભીમ ત્યાં થઈ ને જતો હતો, તેના કાને ઘટોત્કચના બોલ પડયા. તે એના નિત્યના નિયમ પ્રમાણે અંગને કસરત આપવાને ફરવા નીકળ્યો હતો. મધ્યમ નામથી ભૂલ ખાઈ તે હાક મારનાર ભણી વળ્યો. ઘટોત્કચે, તે પાસે આવતાં, જોયું કે આ તો કોઈ બીજો મનુષ્ય છે. તેથી તેણે કહ્યું, કે ભાઇ ! મારે મધ્યમનું કામ છે. તેને ભીમે ઉત્તર આપ્યો, કે હું મધ્યમ જ છું. તેનાં વિશેષ ખાતરી કરનારાં અર્થગર્ભિત વચન સાંભળી કેશવદાસના મનમાં આવ્યું કે કહો ન કહો, પણ આ મધ્યમ પાંડવ ભીમસેન છે. એટલામાં મધ્યમ વિપ્રકુમાર પણ સરોવરથી વળી આવ્યો. તેને લેઈ ઘટોત્કચે ચાલવા માંડયું. એટલે કેશવદાસે શરણે જઈ મધ્યમ પુત્રને રાક્ષસના હાથમાંથી છોડાવવા ભીમસેનને પ્રાર્થના કરી. તત્ક્ષણ ભીમે ઘટોત્કચને ઊભો

રાખી ને કહ્યું, કે તું આને જવા દે. પિતાને ન ઓળખતા પુત્રે નિડરપણે ઉત્તર વાળ્યો:-નહિ જવા દેઉં; માતુશ્રી હિડિંબાને પારણું કરવાં છે. એ વાકયથી ભીમ પામી ગયો, કે આ તો વત્સ ઘટોત્કચ છે. પરંતુ સાધ્વી હિડિંબા પારણાં માટે મનુષ્ય મગાવે એ વાત તેના મગજમાં ગોઠી નહિ. તેને લાગ્યું કે આમાં કંઇ ભેદ હોવો જોઇયે. તરસાળો જોવા તેણે ઘટોત્કચની સાથે જવા ઠરાવ કર્યો. તેણે જોયું કે પુત્રમાં સત્સંસ્કાર હશે, તો સાટામાં ક્ષત્રિયને કબૂલ રાખી બ્રાહ્મણને છોડી દેશે. આથી તેણે ઘટોત્કચને કહ્યું:-ભાઇ! હું ક્ષત્રિય છું ને આ બ્રાહ્મણ એટલે પૂજ્ય છે; એને જવા દે, સાટે હું આવું છું. ઘટોત્કચે તેનું કહેવું કબૂલ રાખ્યું. તે ક્ષણે ભીમસેનના મનમાં બુટ્ટો ઊઠ્યો કે જોઉં તો ખરો, પુત્રમાં કેટલું બળ છે? એ નવા સંકલ્પને અનુસરી તેણે જરા ડોર મરડી અને કહ્યું:-'હા, હું તો મારે આવીશ. પણ તારામાં બળ છે કે નહિ? હોય તો ઊંચકી લેઇ જા ને. જોઉં, કેવો લેઇ જાય છે તું' એ બોલ સાંભળી ઘટોત્કચ ગરમ થઈ ગયો. છેડાયલા પુત્રને પિતાએ વધારે વધારે છંછેડ્યો. ક્રોધે ભરાયલા રાક્ષસ જવાને ઊખેડી એક ઝાડનો ઘા કર્યો; પણ તે ખાલી ગયો. પછી એક મોટી શિલા પડી હતી તે ઊચકીને ફેંકી. ગદાયુદ્ધના ઉસ્તાદ ભીમે તે પણ ચૂકવી દીધી. શસ્ત્રબળ ન ચાલ્યાથી ઘટોત્કચે અંગબળ અજમાવ્યું. મલ્લકુસ્તીમાં પુત્રે પિતાને કચકચાવીને બાથમાં ભીડ્યો. તેના વિવિધ દાવપેચની મનમાં પ્રશંસા કરતો ભીમ બીજે જ ક્ષણે આંચકો મારી બાથમાંથી છટકી ગયો. અંગબળ

પણ ફાવ્યું નહિ, ત્યારે ઘટોત્કચે અસ્ત્રબળનો ઉપયોગ કરવાનો ઠરાવ કર્યો. તેણે માતુશ્રી પાસેથી મળેલા માયાપાશ વડે ભીમસેનને બાંધ્યો. પરંતુ શંકર ભગવાને આપેલો મંત્ર જપતાં ભીમનો માયાપાશ છૂટી ગયો. એ રીતે અસ્ત્રબળ પણ વ્યર્થ ગયું, ત્યારે ઘટોત્કચે છેવટ ભીમને તેની કબૂલાત યાદ દેવરાવી. એટલે તે ચડપ એની સાથે જવા તત્પર થયો.

પુત્રના બળની કસોટીથી ભીમ રીઝ્યો હતો. તેને હવે પત્નીનાં પારણાંનો ભેદ પામવો હતો. તે મેળવવાના વિચારમાં એ ઘટોત્કચની વાંસે હીંડ્યો. પિતા પુત્ર મૂગા મૂગા થોડુંક ચાલ્યા કે હિડિંબાનો આશ્રમ આવ્યો. ભીમને બહાર ઊભા રહેવાનું કહી ઘટોત્કચ અંદર ગયો. તેણે માતાને વંદન કરી મનુષ્ય આહાર આણ્યાના સમાચાર કહ્યા. ‘જોઉં કોણ આણ્યો છે ?’ એમ કહેતી હિડિંબા પ્રિયતમના સામી આવી. ભીમસેન ઉપર નજર ઠેરવી, પુત્રને ઠપકો આપતી હોય એવી ઢબથી, તેણે કહ્યું:–અહો ! આમને તેં આણ્યા છે ! પુત્રે ચકિત થઈ પૂછ્યું:–કેમ વારૂ, કોણ છે એ ? માતાએ તેના ગાલે આંગળી અડાડી ઉત્તર દીધો:–એ તો તારા ને મારા દેવ છે. એ કહેતાંની સાથે જ તેણે ભીમસેનને ‘જય જય સ્વામિનાથ !’ શબ્દે વધાવી લીધો. પૂર્વનો પ્રેમ સંભારી પતિ અડધો અડધો થયો. પછી તેણે ધીમે રહી પત્નીને કાનમાં પૂછ્યું:–પ્રિયે ! મનુષ્ય આહાર મગાવ્યાનો શો અર્થ ? હિડિંબાએ મ્હો મલકાવી કાનમાં કહ્યું:–એ જ કે તમારો મેળાપ થાય; તમે ન સમજ્યા ? પછી

તેણે સંક્ષેપમાં પોતે રચેલી જુક્તિનો ભેદ ધીમેથી ખુલ્લો કર્યો અને વિસ્મયથી સ્તબ્ધ બનેલા પુત્ર તરફ ફરી ને કહ્યું:–શું જોઈ રહ્યો છે, ગાંડા ? તારા પિતાને વંદન કર. ઘટોત્કચ ભીમને પગે લાગ્યો અને પોતાનાથી અજાણમાં થયેલી અમર્યાદાની માફી માગી. ભીમે વ્હાલથી ઉત્તર વાળ્યો:–' એ અમર્યાદા ભલી; એથી મને તારા બળની પ્રતીતિ થઈ. હું તને જોઈ પ્રસન્ન થયો છું '. પછી પુત્રને આલિંગન દેઈ તેણે કહ્યું:—વત્સ ! પૂજ્ય કેશવદાસને પગે પડ; એમને તેં દૂભ્યા છે. ઘટોત્કચ છેટે ઊભેલા બ્રાહ્મણ કુટુંબ પાસે ગયો અને વૃદ્ધ વિપ્રને પગે પડ્યો. તેણે એને આશીર્વાદ દીધો, કે ' ગુણે અને કીર્તિએ પિતાના જેવો થજે, ભાઇ ! ' ભીમે આશ્રમમાં પધારી આતિથ્ય સ્વીકારવા કેશવદાસને વીનતી કરી. પણ તેમને જવાની ઊતાવળ હતી; તેથી તેણે રજા માગી. તેમને વળાવવા ભીમસેન, હિડિંબા અને ઘટોત્કચ થોડેક સુધી બ્રાહ્મણ કુટુંબની સાથે ગયાં.

## મુખ્ય કથા.

ઉપરની હકીકતના બે ભાગ પડે છે. એક મુખ્ય કથાનો અને બીજો ઉપકથાનો. ભીમસેન અને હિડિંબાનો પુનઃસમાગમ એ મુખ્ય કથા છે. મહાભારતમાં એ સંબંધી એક શબ્દ પણ મળી આવતો નથી; તેથી એ કવિની નવી સૃષ્ટિ છે એમ નિશ્ચયથી કહી શકાય છે. એ પુનઃસમાગમનો માર્ગ સરળ કરવા ભાસે ધૌમ્ય મુનિનો આશ્રમ કેટલેક દૂર રાખ્યો છે; અને વન નિર્માક્ષિક કરવા શતકુણ્ડ યજ્ઞનો પ્રસંગ કલ્પ્યો છે. એકલો પડેલો ભીમ અને મનુષ્ય આહાર શો-

ઘતો ઘટોત્કચ ભેળા થાય, એટલા માટે અંગકસરતને નિમિત્તે ભીમને હિડિંબાના આશ્રમ પાસે થઈને જતો તેણે વર્ણવ્યો છે. પાત્ર અન્યનાં લીધાં છે પણ કથાભાગ તો કવિએ પોતે ઊપજાવી કાઢ્યો છે; ને તે એવી કુશળતાથી વનપર્વની કથા સાથે જોડી દીધો છે, કે महाभारतનો ન હોય એવી શંકા પણ થવા પામતી નથી.

ઉપકથા.

ભીમ અને હિડિંબાના પુનઃસમાગમના પેટામાં વિપ્ર કેશવદાસની ઉપકથા છે. એ મુખ્ય કથા જેટલી અનુચ્છિષ્ટ કહેવાય નહિ. એનૂં બીજ ऐतरेय ब्राह्मणની સાતમી પંચિકાના ત્રીજા અધ્યાયમાં આપેલા शुनःशेपाख्यानમાં રહેલૂં છે. તેનો સાર નીચે મુજબ છે.

ઇક્ષ્વાકુવંશના રાજા [1]હરિશ્ચંદ્રને પુત્ર ન હતો. તેણે વરુણની બાધા રાખી કે વાંઝિયા મ્હેણૂં ટળશે, તો હૂં તમને પુત્ર અર્પણ કરીશ. એ બાધા મૂકાઈ નહિ; તેથી વરુણ ભગવાન કોપ્યા અને રાજાને જળોદર રોગ થયો. રૂઠેલા દેવને રીઝવી પિતાનો રોગ મટાડવા કુંવર પોતાને બદલે બીજા પશુની શોધમાં ફરતો હતો, તેવામાં અજીગર્ત સૌવયસિ નામે એક દરિદ્ર બ્રાહ્મણ તેણે જોયો. એને ત્રણ પુત્ર હતા, તેમાંથી એક આપવાની કુંવરે માગણી કરી. જ્યેષ્ઠ પિતાને અને કનિષ્ઠ માતાને વ્હાલો હતો, તેથી તે બે ન

---

૧ हरिवंश । ૨૭ । ૪૮ । માં હરિશ્ચંદ્રને બદલે હરિદશ્વ છે; જુઓ મૂળભૂત શ્લોક हरिदश्वस्य यज्ञे तु पशुत्वे विनियोजितः। देवैर्दत्तः शुनःशेपो विश्वामित्राय वै पुनः ॥ આ નામાંતર લેખકના હસ્તદોષનો પરિણામ લાગે છે.

આપતાં સો આયો લેઈ તેણે **મધ્યમ** શુનઃશેપ આપ્યો; બીજી સો લેઈ તેણે એને યૂપે બાંધ્યો; અને ફરી પાછી સો લેઈ તે એને વધેરવા તત્પર થયો. પશુભુત શુનઃશેપે દેવતાઓનું શરણું લીધું. તેણે અનેક મંત્ર વડે અગ્નિ, સવિતા, વરુણ વગેરેને આરાધ્યા. દેવતાએ પ્રસન્ન થઈ તેને પાશમુક્ત અને રાજાને રોગમુક્ત કર્યો. પૈસાના સગા થનારા અજીગર્તનું ગોત્ર છોડી નવે અવતારે આવેલો શુનઃશેપ કૌશિક વિશ્વામિત્રના કુટુંબમાં દાખલ થયો.[1]

ઉપરનું આખ્યાન જૂજ ફેરફાર સાથે रामायणના बालकाण्डના એકસઠમા અધ્યાયમાં આપેલું છે. સરખામણી કરવી ઠીક પડે, એટલા માટે તે સંક્ષેપમાં અહીં આપું છું.

અંબરીષ રાજાએ યજ્ઞ આરંભ્યો. એનો પશુ ઇંદ્ર હરી ગયો. તેને બદલે બીજા પશુની શોધમાં ફરતાં રાજાને બ્રહ્મર્ષિ ઋચીકનો સમાગમ થયો. તેની પાસેથી એણે કરોડો સોનામ્હોર, અસંખ્ય રત્ન અને લાખો ગાય આપી તેનો **મધ્યમ** પુત્ર શુનઃશેપ વેચાતો લીધો. એને લેઈ ને તે જતો હતો, તેવે શુનઃશેપે પુષ્કર પાસે વિશ્વામિત્રને તપ કરતા જોયા. તે એના મામા થતા હતા. એમને શરણે જઈ, રાજર્ષિની મનકામના પૂર્ણ થાય અને પોતે ઊગરે, એવું કરવા તેણે એમને વીનવ્યા. વિશ્વામિત્ર ઋષિએ ઇંદ્ર અને

---

૧ આ આખ્યાન **उदुत्तमं मुमुग्धि नो वि पाशं मध्यमं चृत अवाधमानि जीवसे** ॥ એ ઋચા ઉપરથી ઉત્પન્ન થયું જણાય છે.

અગ્નિની બે દિવ્ય ગાથા આપી કહ્યું, કે આ ગાથાવડે સ્તુતિ કરવાથી ધાર્યું સિદ્ધ થશે. શુનઃશેપ એ બે ગાથા લેઈ રાજા સાથે ગયો. તેને પશુ તરીકે યૂપે બાંધવામાં આવ્યો, તે વખતે તેણે પૂર્વોક્ત ગાથાઓ ગાઈ. ઇંદ્રે તેથી પ્રસન્ન થઈ એને લાંબૂં આયુષ અને અંબરીષ રાજાને યજ્ઞનૂં અનંતગણૂં ફળ આપ્યૂં.[1]

પુરુષમેધના અર્થવાદરૂપ આ શુનઃશેપનૂં આખ્યાન જુગુપ્સા અને ઘૃણા ઉપજાવે છે. બ્રાહ્મણ પિતા પુત્રને વેચે, તેને યૂપે બાંધે અને તેને વધેરવાને પણ તત્પર થાય, એ અમાનુષ અઘોર કૃત્ય છે. બ્રહ્મવાદીના અદ્ભુત અને બીભત્સ રસને પોષનારા એ કાવ્યનો ભાસ આશ્રય લે છે, પણ તે તેને નવૂં જ સ્વરૂપ આપે છે. કવિનો કેશવદાસ નીચ સ્વાર્થે વ્હાલો કરનારો અબ્રાહ્મણ નથી. એક પુત્ર આપી ઉગરવાની ઘટોત્કચે કહેલી યોજનાને તે ધિક્કારી કાઢે છે; કુટુંબ માટે

---

૧. ઉપર આપેલી કથાનો **म. भा. । अनुशा. प. । ३ । ६ ।** માં નિર્દેશ છે; જુઓ મૂળભૂત શ્લોક **ऋचीकस्यात्मजश्चैव शुनःशेपो महातपाः । विमोचितो महासत्त्रात् पशुतामभ्युपागतः ॥** મધ્યમ ગાલવની કથા **हरिवंश । १२ । ११–२४ ।** માં આપી છે, તે વિક્રયના અંશમાં શુનઃશેપની કથાને મળતી છે. પિતાએ પરિત્યાગ કર્યાથી સત્યવ્રત નગર છોડી ચંડાળોમાં જઈ રહ્યો હતો. તે વખતે બાર વરસનો મોટો દૂકાળ પડ્યો. તે દરમિયાન પત્નીને અયોધ્યામાં મૂકી વિશ્વામિત્ર સાગરાનૂપમાં લાંબી તપશ્ચર્યાએ ગયા. તેમની પત્ની ભૂખમરાથી શેષને બચાવવા મધ્યમ પુત્રને સો ગાયો માટે વેચવા તત્પર થઈ. તેને સત્યવ્રતે મૂકાવ્યો. વિક્રયનૂં ગાળિયૂં તેને ગળે બાંધવામાં આવ્યૂં હતૂં, તેથી તે ગાલવ કહેવાયો.

પ્રાણ આપવા ઇચ્છતી પત્નીને પણ વારે છે; અને પોતાના જ દેહની રાક્ષસના મુખમાં આહૂતિ આપવા તત્પર થાયછે. 'ઘરડા-ખૂંખને શૂં કરે ?' કહી હૈડિંબેય ના પાડે છે, ત્યારે તેના હાથ હેઠા પડે છે. એ અતિ બારીક સંધિમાં મધ્યમ પોતે જ ઘટોત્કચ સાથે જવાની માગણી કરે છે ને રાક્ષસ તે ખુશીથી સ્વીકારે છે. તે વખતે નિરુપાય પિતાનૂં હૃદય ચીરાઈ જાય છે. મધ્યમ વિપ્રકુમાર પિતૃકુળનો ત્યાગ કરી અન્ય કુળનો આશ્રય લેનારો શુનઃશેપ નથી; તે તો કુટુંબ-વત્સલ આદર્શભૂત સત્પુત્ર છે. પુરુષમેધના પશુ તરીકે વધેરાતા અનાથ વિપ્રકુમાર માટે દયા ઊપજે છે. મધ્યમનો આત્મત્યાગ અને તેની અસાધરણ દૃઢતા તેના વિશે ધર્મ-વીરની પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરે છે. આ રીતે કવિની પ્રતિ-ભાએ જંગલી આંબાને કેળવી કલમી આંબો ઊગાડ્યો છે, અથવા તો કાસમાંથી શેરડી નીપજાવી છે.

પાત્ર.

મધ્યમનાં પાત્રોમાં બે રાક્ષસજાતિનાં છે ને બીજાં મનુષ્ય છે. હિડિંબા રાક્ષસી છતાં દ્રૌપદીની પંક્તિની વ્હાલ-સોઇ સાધ્વી સ્રી છે. તેની સાધુતા તેના પુત્ર ઘટોત્કચમાં ઊતરી આવે છે. એક જ વાર એનામાં રાક્ષસજાતિની ક્રૂરતા ભભુકી ઊઠે છે, માતુશ્રીનાં પારણાંની વેળા વીતી જાય છે ત્યારે. બીજી બધી રીતે ઘરની સારી કેળવણીને લીધે તે ધર્મપરાયણ અને દયાવાન તેમ જ નિડર અને ટેકીલો જવાન નીવડે છે. તેનૂં સ્વરૂપ ભવ્ય પણ ઉગ્ર છે. ભીમ ભવ્યને તેજસ્વાં છે. તે પ્રકૃતિએ પ્રેમાળ અને વિનયી છે, તેની સાથે

પરાક્રમી અને શરણાગતવત્સલ છે. કેશવદાસ કુટુંબને ચ્હાનારો, પણ ધર્મને કુટુંબથી અધિક ચ્હાનારો બ્રાહ્મણ છે. તેના ત્રણે પુત્ર ભણેલા ગણેલા, સદાચારી અને પિતૃભક્ત છે. માતાપિતા અને બાંધવોને માટે ત્રણે પ્રાણ આપવાને તત્પર છે. ત્રણે શાસ્ત્રમાં આસ્થાવાળા છે. ત્રણે સત્ત્વસંપન્ન છે. તેમાં આત્મતર્પણના પ્રસંગથી મધ્યમની અસાધારણ દૃઢતા માટે સવિશેષ માન ઊપજે છે.

રસ.

નાટકમાં આગળ પડતો રસ વીર છે. માતાની આજ્ઞાના નિર્વાહ માટે ઘટોત્કચનો, કુટુંબના રક્ષણ માટે કેશવદાસનો, પતિના રક્ષણ માટે પત્નીનો, પૂજ્યોના તથા બંધુઓના રક્ષણ માટે જ્યેષ્ઠ મધ્યમ તથા કનિષ્ઠ પુત્રનો અને મધ્યમ વિપ્રકુમારના રક્ષણ માટે ભીમસેનનો સ્થાયી ઉત્સાહ તેની અનેક મુખે જમાવટ કરે છે. ભયાનક અને અદ્‌ભુત પ્રધાન વીરનાં અંગ છે. રાક્ષસના દર્શનથી બ્રાહ્મણ કુટુંબનૂં ભય અને પરસ્પર દર્શનથી તેમ જ એકએકના બાહુબળના અનુભવથી ભીમ તથા ઘટોત્કચનો વિસ્મય તેનાં બીજ છે. સાત્વતી અને આરભટી વૃત્તિ રસોને ખિલાવે છે. સર્વના નિદાનરૂપ હિડિંબાની ભીમસેન પ્રત્યેની રતિ ઊંડાણમાં ઝબુકે છે અને વીરરસની ઘટાની પૂંઠે રહેલા શૃંગારના અનંત આકાશની સહેજ ઝાંખી કરાવે છે.

ભાસની પદ્ધતિ પ્રધાન રસને ઐકાંતિક વિકાસ આપવાની છે. બીજો નાટકકાર કદાચ ભીમસેનને મળવાને હિડિંબાના અવાર્ય ઔત્સુક્યનૂં તથા મળ્યા પછી ઉભયની મર્યાદા

મૂકતી રતિનું નિરૂપણ કરી શૃંગારને, ખાવા ધાતા વનનૂં વર્ણન આપી તથા જળમાં પેસી તપ કરતા મુનિના સમાગમનો પ્રસંગ ચિતરી ભયાનકને, ભીમના વ્યાયામનૂં દૃશ્ય ઊપજાવી કાઢી અદ્દ્ભુતને, એમ અનેક રસને સમકોટિક ખિલવવા પ્રયત્ન કરત. પરંતુ ભાસે તો તે સૌ સૂચિત જ રાખી પ્રતિપાદ્ય વસ્તુ જ પ્રેક્ષક સન્મુખ ધર્યૂં છે ને મુખ્ય રસના સમુલ્લાસને જ અવકાશ આપ્યો છે.

સંકલના.

વિસ્તારના પ્રમાણમાં વૃત્તાંતની વિવિધતા મધ્યમમાં એકંદરે ઠીક છે. વસ્તુ પરિમિત છે, પણ તે પુરતૂં છે; તેથી કરી ને કોઈ એ ઠેકાણે પોતમાં પાંખાપણૂં જણાતૂં નથી. નાટકનૂં સંવિધાન કવિએ એવી કુશળતાથી ગોઠવ્યૂં છે કે કાર્ય બેમાલૂમ રીતે ફળ તરફ એકધારા વેગે વધ્યૂં જ જાય છે. જેના વિશે કંઇકે શંકા પડે તે પિતા-પુત્રના દ્વંદ્વ યુદ્ધની પ્રકરી છે. એ પ્રસંગ ઉપરટપકે જોનારને કદાચ વિક્ષેપકારી લાગે. પણ મને તો, તેમાં ઘટોત્કચની વીરપાત્રતા યોગ્ય રીતે ખિલવવાનો ઉદ્દેશ કવિએ રાખ્યો હોય, એમ ભાસે છે.

સંજ્ઞા.

ધ્યાન ખેંચનારા બનાવ અથવા પાત્ર ઉપરથી નાટકનૂં નામ રાખવામાં આવે છે. મધ્યમમાં તેવૂં પાત્ર ભીમ છે. તેના મેળાપ સારૂ હિડિંબાની બધી ખટપટ છે. મધ્યમ વિપ્રકુમારની યોજના માત્ર ભીમના પ્રવેશ અર્થે છે. એ ગૌણ પાત્ર છે; તેનૂં સ્થાન કેશવદાસની પતાકામાં છે. આથી મધ્યમ કુંતીકુમારને લીધે કવિએ નાટકનૂં મધ્યમ નામ રાખ્યૂં હોય.

અથવા તો ભીમ મધ્યમ નામની યથાર્થતા અનેક રીતે જે સિદ્ધ કરે છે, તે જ નાટકને મધ્યમ સંજ્ઞા અપાવનારૂં કારણ બન્યૂં હોય. સોનાની ગાડીની જક લેઈ બેઠેલા રોહસેનની અણુમાનીતી માટીની ગાડીએ શૂદ્રકના પ્રકરણને મૃચ્છકટિક નામ અપાવ્યૂં છે, તે સર્વને જાણીતૂં છે.

યોગ્યતા.

કૃતિ તરીકે મધ્યમ નામ પ્રમાણે મધ્યમ છે. એનૂં સંવિધાન સરલ અને સાદૂ છે. વસ્તુ અર્ધૂ સ્વકલ્પિત ને અર્ધૂ છાયોપજીવી છે. પાત્રોનૂં સ્વરૂપ કંઇક ઉક્ત અને કંઇક વ્યક્ત જોવામાં આવે છે. એક તરફ શિષ્ટને સંતોષનારો માતૃભક્તિનો ઉત્તમ આદર્શ અને બીજી તરફ લોકરુચિને પોષનારો મલ્લકુસ્તીનો સામાન્ય પ્રસંગ પણ તેમાં સ્થાન પામે છે; અને લોકોત્તર અંગબળની સાથે ચમત્કારી મંત્રશકિત તથા માયા પણ અદ્ભુતને ખિલવવા યોજાય છે. હિડિંબા પરાક્રમી પતિને રટયા કરે છે; અને ભીમને હિડિંબાવનમાં આવી ને પણ તે સાધ્વી પ્રેમાળ સ્ત્રી સાંભરતી જણાતી નથી.

સમાપનાથી સૂઝતા વિચાર.

પ્રસ્તુત નાટક ભાસના કવનકાળને લગતી એક ઉપયોગી માહીતી પૂરી પાડે છે; તે બીજા એકે નાટકમાંથી મળી આવતી નથી. એની સમાપનાના મંગલશ્લોકમાં સ્વસેવિત રાજાનૂં નહિ, પણ સ્વોપાસ્ય વિષ્ણુ ભગવાનનૂં સંકીર્તન છે. બીજાં જે બાર નાટકો છે તે પૈકી ખંડિત दरिद्रचारुदत्त અને ત્રુટિત दूतघटोत्कच જતાં જે દશ નાટક રહ્યાં, તે બધાંના સમાપ્તિશ્લોકમાં સત્કારક રાજાને આશી-

વાદ છે, એટલે કે રાજાશ્રય આક્ષિપ્ત છે. એ સૂચક તફાવત ઉપરથી જણાય છે કે મધ્યમ રાજાશ્રય પહેલાં રચવામાં આવ્યું હતું. વૃત્તોના શિથિલાક્ષરની ગણતરી આ અટકળને ટેકો આપે છે. મૂળ નાટકમાં કુલ એકાવન વૃત્ત છે, તેમાં ચાળીસ સ્થળે ચરણને અંતે ગુરુના સ્થાને લઘુ વાપરવાની છૂટનો કવિને આશ્રય લેવો પડે છે. તે જોતાં આ નાટક આરંભની કૃતિઓમાંની એક હોય એમ સમજાય છે. તે સમયે કવિને કોઇનો આશ્રય ન હતો. પછીથી તેને આદિશુંગ પુષ્યમિત્રની ઓથ થઈ[1]. એના દરબારમાં રહી ભાસે રચેલાં સાત[2] નાટકોમાં પહેલું प्रतिमादशरथ છે. તેને હું ઈ. સ. પૂર્વે ૧૯૫ માં મૂકું છું[1]. મધ્યમ તેનાથી વહેલું રચાયું હશે; કેટલું વહેલું તે કહેવાય નહિ.

ભાસ કવિ વિષ્ણુભક્ત હતો, તે અન્યત્ર[1] કહેવામાં આવ્યું છે. એનામાં વિષ્ણુભક્તિનો પક્ષપાત રાજસેવાને લીધે નહિ પણ કુલાચારને લીધે હતો, તે મધ્યમ ઉપરથી ઊમેરી શકાય છે. એના આદિમંગલમાં વામનનું વિરાટ રૂપ વર્ણ્યું છે. એક પ્રસંગે પ્રભાવશાળી દેવ ઉપમાનરૂપે ગણાવ્યા છે[3], તેમાં કૃષ્ણ ભગવાન પણ કહ્યા છે. બીજે પ્રસંગે ભીમમાં કૃષ્ણાવતારી વિષ્ણુની સંભાવના કરી છે[4]. એક પાત્રનું તો નામ જ કેશવદાસ રાખ્યું છે. વળી [5]અંતમંગલમાં વિષ્ણુ

---

૧ જુઓ 'સ્વપ્નની સુંદરી' કિંવા 'સાચા સ્વપ્ન' નો ઉપોદ્ઘાત. ૨ રાજાશ્રયવાળાં દશ નાટક પૈકી **अविमारक, कर्णभार** અને **पञ्चरात्र**નો સમય મુકરર થઈ શકતો નથી; તેથી બાકીનાં સાતની અહીં ગણના કરી છે. ૩, ૪, ૫ જુઓ અનુક્રમે **મધ્યમ**, શ્લોક ૪૩, ૨૭ ને ૫૧.

ભગવાનનો અનન્ય આશ્રય ગાયો છે. એ રીતે એ ન્હાના નાટકમાં કવિ સ્થાને અને અસ્થાને કુલદેવ વિષ્ણુ પ્રત્યેનો ભક્તિભાવ પ્રગટ કરે છે.

એકાંકી ઘટના.

નાટક બહુ ન્હાનું હોવાથી મધ્યમમાં મુખ અને નિર્વહણ એ બે જ સંધિ નિરૂપિત છે[1]. दशरूपમાં પહેલાનાં બાર અને બીજાનાં તેર અંગ આપ્યાં છે. ભાસના સમયના[2] नाट्यशास्त्रમાં એનાં એ જ અંગ ગણાવ્યાં હશે કે જુદાં, તે ખાતરીથી કહેવાય નહિ. પરંતુ મુખ સંધિમાં ધનિક આદિએ उपक्षेप, परिकर, परिन्यास, युक्ति, उद्भेद અને समाधान એ છ અંગ આવશ્યક કહ્યાં છે તે તો એ પ્રાચીન नाट्यशास्त्रમાં હશે, એવું અનુમાન સલામતીથી બાંધી શકાય છે. મુખ પછી આવનાર નિર્વહણ સંધિનું સંધિ કિંવા સંધાન અંગ એ બે સંધિને પરસ્પર જોડી દેઈ સાર્થક બને છે. બીજા ચાર સંધિની પેઠે નિર્વહણ કિંવા ઉપસંહાર સંધિનાં આવશ્યક અંગ अवलोककારે કે બીજાએ નોખાં પાડી બતાવ્યાં નથી. પરંતુ સંધાન કિંવા સંધિ અંગ બે સંધિને જોડનારા આંકડારૂપ હોવાથી, તે પણ મુખ સંધિનાં ઉપર ગણાવેલાં છ અંગની માફક પુરાણું જ હશે. એનું પ્રાચીનપણું સ્વીકારતાં એક વધારે પ્રાચીન વાત સૂઝી આવે છે.

---

૧ જુઓ 'સંધિ અને અંગ' નું પત્રક. ૨ ભાસના સમયમાં **नाट्यशास्त्र** વિદ્યમાન હતું, તે એના **अविमारक** નાટકના **अस्ति रामायणं णाम णट्टसत्थं ।** એ વાક્ય ઉપરથી ખાતરીથી કહી શકાય છે.

મુખને નિર્વહણ સાથે જોડનારૂં પ્રસ્તુત અંગ એમ સૂચવે છે, કે નાટકો રચાવા માંડયાં ત્યારે પ્રથમ એ બે સંધિનાં એટલે કે એક અંકનાં હતાં.

એકાંક નાટકનો યુગ.

પ્રયોગબંધના ક્રમિક વિકાસમાં એકાંક નાટક મૂલપ્રકૃતિ છે. સત્ત્રના દૈનિક કર્મજાળમાંથી મુક્ત થયેલા પ્રાચીન ઋષિઓ વિનોદના પવિત્ર સાધન તરીકે એને સેવતા હતા[1]. સૂતપૌરાણિકનાં કર્ણપેય આખ્યાનો સાંભળી ને, બ્રહ્મવિદ્યાની બુદ્ધિસાધ્ય સમસ્યાઓ ઊકેલી ને તથા ઉપનિષદ્‌ના જ્ઞાનગમ્ય પ્રશ્નો છણી ને યજ્ઞસમારંભમાં એકઠા થયેલા ત્રૈવર્ણિક આર્યો ત્રણ હજાર વર્ષ ઉપર આનંદ મેળવતા હતા. તેમને બે એક સદી પછી આ નાટ્યવિદ્યા નવી સ્ફુરી[2]. એ તેમને એટલી પ્રિય થઈ પડી કે ઇતિહાસને પાંચમા વેદની સંજ્ઞા જે પૂર્વે આપવામાં આવી હતી, તે હવે તેમણે નાટ્યને સમર્પિત કરી[3]. સોમયજ્ઞના રસિયા બ્રાહ્મણોએ નાટ્યને ‘ દેવોનો વ્હાલો ચાક્ષુષ યજ્ઞ ’ કહી તેની મહત્તા વિસ્તારી[4].

---

૧ જુઓ हरिवंश।૧૧। ૨૫-૩૫।. ૨ ભગવાન પાણિનિ अष्टाध्यायी । ४ । ३ । ११०-१११ । માં બે नटसूत्रનો નિર્દેશ કરે છે. એ મહાન વૈયાકરણ ઇસવી સન પૂર્વે સાતમા શતકમાં થયા હતા. આથી નાટ્યવિદ્યાની ઉત્પત્તિ મેં આઠમા નવમા શતકમાં કલ્પી છે. ૩ જુઓ भरतनाट्यशास्त्र।१।१५।. ૪ જુઓ भ. ना. शा.।५।१०२। इज्यया चानया नित्यं प्रीयन्तां देवता इति ।. જુઓ વળી मालविकाग्निमित्र । १ । देवानामिदमामनन्ति मुनयः कान्तं क्रतुं चाक्षुषम् ।.

વિવિધ અભિનયને માટે વિવિધ નટસૂત્ર પણ રચવામાં આવ્યાં. એ ઇસવી સન પૂર્વે આઠમી સદીનૂં નાટક એકાંક અને સંસ્કૃતભાષાત્મક હતૂં[1]. ઋષિમુનિઓએ યજ્ઞની પવિત્ર ભૂમિમાં ઊછેરેલૂં આ બાળક બે એક શતક જતાં અપૂર્વ વૃદ્ધિ પામ્યૂં[2]. પૂર્વે જે તેના પાલકોને વ્હાલી શિષ્ટવાણી જ બોલતૂં હતૂં, તેણે હવે વાચિક અભિનયમાં લોકવાણીને પણ આવ-

---

૧ ભગવાન પાણિનિની **अष्टाध्यायी** ઉપરથી જણાય છે, કે તેમના સમયમાં **ભાષા** સંસ્કૃત હતી. શિષ્ટ જનો શુદ્ધ અને બીજા **અશુદ્ધ** બોલતા હતા. એ અશુદ્ધ લોકવાણીમાંથી પછીના શતકમાં પ્રાચીન પ્રાકૃત ભાષા ઉદ્ભવે છે. સાતમી આઠમી સદીનૂં નાટક એકાંક હતૂં, તે **हरिवंश** । ९३ । ६–८ । માં **रामजन्म** નાટકનો જે સાર આપ્યો છે તે ઉપરથી દીસિ આવે છે. એ નાટક એકપ્રવેશાત્મક અર્થાત્ એકાંક હતૂં અને સંસ્કૃતબદ્ધ હતૂં, તે **हरिवंश** ।९३।१०। ઉપરથી સમજાય છે. ભાસનૂં **दूतवाक्य** કેવળ સંસ્કૃતમાં છે. એનૂં સંસ્કૃતભાષાત્મક સ્વરૂપ જળવાય એટલા માટે એમાં પ્રાકૃતભાષી પ્રતીહારીનૂં કામ સંસ્કૃતભાષી કંચુકીથી ચલાવી લીધું છે. એ એકાંક નાટક છે. ૨ દશ અંકનૂં **दरिद्रचारुदत्त** ઇસવી સન પૂર્વેની બીજી સદીમાં લખાવૂં શક્ય બને તેને માટે બસેં વરસનો ગાળો લેતાં ઉપર કહેલો સમય આવે છે. એ નાટકના પહેલા ચાર અંક બચેલા છે તે **मृच्छकटिक**ના પહેલા ચાર અંક સાથે મળતા આવે છે. તે ઉપરથી અટકળ બંધાય છે કે **मृच्छकटिक**ની પેઠે **दरिद्रचारुदत्त** દશાંક નાટક હશે. એનો એક શ્લોક **सरस्वतीकण्ठाभरण**માં ઊતાર્યો છે, તે આઠમા અંકમાંથી લીધેલો લાગે છે. **मृच्छकटिक**ના આઠમા અંકમાં તેને સ્થાને ગદ્ય છેઃ જુઓ સાચૂં સ્વપ્ન, ઉપોદ્ઘાત, પૃ. ૧૩–૧૪.

કાર આપ્યો[1]. એને લીધે નાટક પ્રથમ શિષ્ટભોગ્ય હતું તે સર્વભોગ્ય થયું. નાટ્યવિદ્યાના વધી પડેલા અભ્યાસને માટે અનેક નટસૂત્રને સ્થાને એક નાટ્યશાસ્ત્ર રચાયું. ઊઘાડામાં ભજવાતા પ્રયોગબંધને માટે પ્રેક્ષાગૃહ કિંવા નાટકશાળાઓ થઈ અને ભજવનારા નટવર્ગને જાહેર આશ્રય આપવાના નિબંધ પણ શાસ્ત્રોમાં ઘડાયા[2]. દેવની મંદિરમાં સર્વસેવ્ય સ્થાપના થઈ, પૂજારી નીમાયા અને તેમના નિભાવના પ્રબંધો બંધાયા. આ સમયે નાટક પૂજાતું તે બે સ્વરૂપે, અનેકાંક અને એકાંક. સમાજમાં અનેકાંક સ્વરૂપનો પ્રચાર હતો. નિયુક્ત અને આગંતુક નટો ગામના રસિક જન સમક્ષ મહિને પંદરે દહાડે અનેકાંક નાટક ભજવતા હતા[3]. ઘરમાં એકાંક નાટક આદર પામ્યું હતું[4]. પ્રદોષનો ટૂંકો સમય વાચિક પ્રયોગને માટે નિયત હોવાથી ઘરમાં અનેકાંક નાટકને અવકાશ જ ન હતો. ઘર ઘરની જરૂરિયાત પૂરી પાડવા કેટલા

---

૧ **नाट्यशास्त्र**માં **विष्कम्भक** અને **प्रवेशक**નો જે ભેદ દોરવામાં આવે છે, તેનો મુદ્દો પ્રાકૃતનો ઉપયોગ છે. **प्रवेशक**નું નિર્માણ અનેક અંક તથા લોકવાણીના પ્રયોગની પ્રતીતિ કરાવે છે. તેને આધારે પ્રસ્તુત કલ્પના કરી છે. ૨ જુઓ **भरतनाट्यशास्त्र** અને **कौटिलीय अर्थशास्त्र**. ૩ જુઓ **कामसूत्र।** १।४।२७-३३।. જુઓ વળી **कामसूत्र** ।१।३।१४।; એમાં **नाटकाख्यायिकादर्शन**ને ચોસઠ **नागरिक** કળામાં સ્થાન આપ્યું છે. ૪ જુઓ **का. सू.।१।४।२३। प्रदोषे च संगीतकानि।.** અહીં વચન ધ્યાનમાં લેવા યોગ્ય છે. **संगीतक** એકવચનમાં નૃત્ત ગીત અને વાદિત્રના સમવાયનું તેમ જ નાટકનું વાચક છે. બહુવચન **संगीतकानि**થી કેવળ 'નાટકો'નો બોધ થાય છે.

બ્હોળા પ્રમાણમાં એકાંક નાટક રચાયાં હશે, તેની અટકળ પણ બાંધી શકાતી નથી. એ વિશાળ સાહિત્યનો અવશિષ્ટ અંશ ભાસનાં પાંચ એકાંક નાટકો જ છે. એના પછીનાં શતકોમાં સંજોગો બદલાય છે. મોટાં નાટક પ્રત્યે પ્રીતિ વધવાથી ન્હાનાં નાટકો રચાતાં બંધ પડે છે. નિર્ગ્રંથોના ઉપદેશથી કે દૈનિક વિહારની વિગતમાં ફેરફારથી ઘરનાં संगीतक અદૃશ્ય થાય છે. એકાંક અને અનેકાંક નાટકનો ઇતિહાસ નવલકથા અને ટૂંકી વાતોના ઇતિહાસને સ્વરૂપમાં મળતો પણ ક્રમમાં ઊલટો જોવામાં આવે છે.

ભરતખંડમાં નાટકના સ્વરૂપમાં જે ક્રમિક ફેરફાર ઉપર નોંધ્યા, તે ધ્યાનમાં લેવા યોગ્ય છે. નાટક અહીં ઉત્પન્ન થયું, ત્યારે તે એક જ બોલીમાં એટલે કે શિષ્ટ જનની બોલીમાં લખાતું હતું. અસલ रामायण અને भारत કિંવા [1]जयनी જે **ભાષા**[2], તે જ એ આદિ નાટકની ભાષા હતી. પછીથી નીચલી પંક્તિના મનુષ્યોની **બોલી**[3] પણ તેમાં વપરાતી થઈ. વચગાળાનું નાટક આ રીતે એક ભાષામાં પણ બે બોલીમાં રચાતું. વખત જતાં એ બે બોલીમાં બહુ અંતર પડી ગયું. વિકાર પામેલી લોકવાણી[4] પ્રકૃતિભૂત સં-

---

૧ વ્યાસ ભગવાનનાં કૃતિ **भारत** કે **जय** કહેવાતી. આદિમંગલમાં એનો પોતે **जय** શબ્દે જ નિર્દેશ કરે છે: જુઓ **नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् । देवीं सरस्वतीं चैव ततो जयमुदीरये ॥** એ શ્લોક. છેલ્લા ચરણમાં ત્રીજા પુરુષનો વિધિવાચક **उदीरयेत्** પાઠ ચાલ્યો આવે છે, તે ભૂલ છે. વૈશંપાયને વ્યાસની કૃતિમાં ઉપાખ્યાનો વગેરેનો ઉમેરો કર્યા પછી તે **महाभारत** નામે ઓળખાયું. ૨ Language. ૩ Dialect. ૪ Speech.

સ્કૃતને પડછે પ્રાકૃત નામે ઓળખાઈ. તે સમયમાં વિદ્વાન અને સુશિક્ષિત વર્ગે સંસ્કૃતનો ઉપયોગ વ્યવહારમાં જારી રાખ્યો હતો; પરંતુ લોક સમસ્તની જીવંત ભાષા તો પ્રાકૃત જ હતી. અંતર પડ્યા છતાં પણ જૂની ને નવી ભાષા વચ્ચે મળતાપણૂં એટલૂં બધૂં હતૂં, કે પ્રાકૃત બોલનાર સંસ્કૃત સહેલાઇથી સમજી શકતો. એ વિશિષ્ટ સ્થિતિ તત્કાલીન પ્રયોગબંધમાં પણ પ્રતિબિંબિત થઈ; અને પૃથ્વી ઉપર પહેલવહેલૂં જ બે ભાષામાં નાટક લખાયૂં. જે પ્રયોગ પ્રથમ કાલકૃત [1]ઉપાધિરૂપ હતો, તે પાછળથી સિદ્ધ [2]ધર્મ લેખાયો; અને નાટક કાયમને માટે કૃત્રિમ નિયમને અનુસરી કંઇક સંસ્કૃતમાં અને કંઇક પ્રાકૃતમાં રચાતૂં ચાલ્યૂં. કોઇ પણ શિષ્ટ સાહિત્યમાં આવો બેવડો તાર વપરાયો હોય, તો તે ભરતખંડનૂં જૂનૂં સાહિત્ય જ છે. આ અસ્વાભાવિક સ્થિતિ સૈકાનાં સૈકાં ટકી આખરે નવમા શતકમાં પલટાઈ. ત્યારથી પ્રયોગબંધ કેવળ પ્રાકૃતમાં લખાવા માંડ્યા. એ પ્રાકૃત સાહિત્ય પણ એક વાર બહોળૂં હોવૂં જોઇયે. પરંતુ જે બચવા પામ્યૂં છે, તે તો માત્ર कर्पूरमञ्जरी છે. ભાસનૂં दूतवाक्य નાટક જેમ કેવળ સંસ્કૃતમાં છે, તેમ રાજશેખરનૂં આ सट्टक કેવળ પ્રાકૃતમાં જ છે.

નિર્દિષ્ટ અસ્વાભાવિકતા લક્ષ બહાર રાખતાં નાટકનો એક અંકમાંથી અનેક અંકમાં વિકાસ અને તે પણ શુદ્ધ પ્રયોગબંધરૂપે, તે તો સર્વથા પ્રશંસાને પાત્ર છે. એવો વિકાસ પ્રાચીન ગ્રીસના નાટકસાહિત્યમાં થવા પામ્યો જ ન

---

1 Accident 2 Property.

હતો. ત્યાં તો નાટક એક અંકનૂં જનમી એક જ અંકનૂં રહે છે. પ્રયોગની દૃષ્ટિએ ખામી ભરેલી લાગતી Chorusની યોજના તે બદલવા સમર્થ થતૂં નથી. પ્રેક્ષકનો આનંદ લંબાવવાને ત્યાં નાટકોની ત્રિપુટી[1] બંધાય છે, પરંતુ તે સંબદ્ધ નાટકો એકસૂત્ર ને એકાકાર થઈ અનેકાંક નાટકનૂં રૂપ ધારણ કરી શકતાં નથી. એ પ્રાચીન સાહિત્યમાં અનેક ઉત્તમ કરુણાંત નાટક મળી આવે છે. આપણે અહીં તો આંગળી કરી બતાવવા જોગ એક જ રહ્યૂં છે, ભાસનૂં ऊरुभङ्ग.

નાટકમાં મળી આવતા વિરલ પ્રયોગ.

આરંભની કૃતિ હોવાથી ભાસે मध्यम નાટકમાં ભાષા શુદ્ધિની કાળજી વિશેષ રાખી જણાય છે. એમાં વાંધા ભરેલાં રૂપ બહુ ઓછાં છે[2]. પરંતુ હાલ આપણને અપરિચિત લાગે એવા ચારેક બોલ આ લઘુ નાટકમાં નજરે પડે છે. પહેલો શૂળિયા દાંત ( canine teeth ) ના અર્થનો दंष्ट्रा શબ્દ છે. वैजयन्ती કોષમાં એ સમજાવ્યો છે[3]. બીજો जलगर्भ છે.

---

૧ પરસ્પર સંબંધ ધરાવતાં, સાથે અનુક્રમ વાર ભજવવાનાં ત્રણ એકાંક નાટક( Trilogy ). ૨ જુઓ **मध्यम**, પૃ. ૪, **निशिचर** (૩૯ **निशाचर** ); **मध्यम**, પૃ. ૧૨, **विसर्जय** ( ખરૂં **विसृज** ). ૩ જુઓ હેમચંદ્રના **अभिधानचिन्तामणि** ની ટીકામાં આપેલી નીચેની પંક્તિ:–**मध्यदन्ता राजदन्ता दंष्ट्रा तत्पार्श्वयोर्द्वयोः** ।. જૈન કોષકાર સહજ જુદો પણ મળતો અર્થ આપે છે. પાછળથી તે પણ ભૂલાય છે. અનુવાદમાં દાઢ ( શ્લોક ૨,૩ ), દંત ( શ્લોક ૨૩ ), અને દશન (શ્લોક ૩૧) શબ્દ એ શૂળિયા દાંત માટે વાપરેલા છે.

તે ભાસે મેઘના અર્થમાં વાપર્યો છે. તેને બદલે વૈજયન્તીમાં पयोगर्भ બોલ આપ્યો છે[1]. ત્રીજો સૂર્યના અર્થમાં પ્રયોજેલો आत्मन् છે[2]. अमरकोषમાં એ અર્થ નથી આપ્યો, પણ હેમ अनेकार्थ માં નોંધ્યો છે. છેલ્લો પ્રભુના પર્યાયરૂપે યોજેલો प्रभव બોલ છે. એને કોઇ કોષનો આધાર નથી. તેથી વ્યુત્પત્તિનો જ આશ્રય લેવો પડે છે. આટલા બોલ આ નાટકમાં અપરિચિત નીકળે છે, તે બાવીસસેં વરસના અંતરના હીસાબમાં કંઇ જ નથી.

વાચના.

ભાસનાં બીજાં નાટકની પેઠે મધ્યમની વાચના પણ કાળે કરી વિકાર પામી છે. એ ન્હાનકડા નાટકમાં પાઠભ્રંશના આશરે પિસ્તાળીશેક પ્રસંગ છે, તેમાંનો પોણો ભાગ લખનાર અગર ભજવનારને હાથે થયેલી વધઘટને લીધે અસ્તિત્વમાં આવ્યો છે; અને બાકીનો પા ભાગ અક્ષર તથા માત્રા ખરી પડવાના કારણથી નીપજ્યો છે. એમાં ટિપ્પણી ૬, ૮, ૧૧, ૨૦, ૨૩, ૩૬, ૩૮ ને ૪૮–૪૯ વાળાં સ્થળ મહત્ત્વનાં છે. ઉક્ત સ્થળોમાં સંગતિ સંભવ વગેરે ધ્યાનમાં લેઈ

---

૧ જુઓ શાસ્ત્રીજીએ ઊતારેલી પંક્તિ **तडित्पतिः पयोगर्भः ।**
૨ શાસ્ત્રીજી **आत्मन्** શબ્દનો અર્થ 'ચંદ્ર' કરે છે અને કેશવસ્વામીના કોષનો આધાર આપે છે. પરંતુ અન્ય કોષમાં એ અર્થ નોંધેલો જડતો નથી. ભાસે 'આત્મા'ને 'દ્યૌ' નો પતિ કહ્યો છે. હવે **द्युपति** શબ્દ **सूर्य**ના પર્યાયોમાં હેમ **अभिधानचिन्तामणि**માં આપ્યો છે, **चन्द्र** પર્યાય તરીકે નથી આપ્યો. આથી હું દ્યૌના પતિ તરીકે **आत्मन्**નો અર્થ **सूर्य** કરૂં છું. અનુવાદમાં ઉપમા બદલી નાંખી છે.

કવિના પાઠનો ઉદ્ધાર કરવાનો યત્ન કર્યો છે. આશા છે કે એ પ્રયાસ સંતોષ આપનાર નીવડશે. જેમને આવી રીતના ફેરફાર અસંમત હોય, તેમના માટે બીજા અનુવાદ વિદ્યમાન છે. ભૂમિમાંથી મળી આવેલાં પ્રાચીન બિંબને વળગેલી માટી પંચામૃત સ્નાને દૂર કરવાનું અને ખંડિત ભાગ ઠીક કરવાનું મને તો અભિમત છે.

દક્ષિણની તાડપત્રની હાથ પ્રતોમાં મધ્યમનો વ્યાયોગરૂપે નિર્દેશ કર્યો છે. તેને અનુસરી ને અનંતશયનના વિદ્વાન ટીકાકાર એને વ્યાયોગ કરવાને મથે પણ છે. પરંતુ प्रतिज्ञायौगन्धरायणને નાટિકા ઠરાવવાના જેવો તેમનો આ શ્રમ પણ અસ્થાને છે. મહાકવિ કાલિદાસે विक्रमोर्वशीयને ત્રોટક નામ આપ્યું ન હતું, તેમ ભાસે એકને નાટિકા તથા બીજાને વ્યાયોગ નામ પણ ન હતું જ આપ્યું. અને તે આપે પણ કયાંથી ? તે કાળના નાટ્યશાસ્ત્રમાં પ્રયોગબંધના પ્રકરણ, વ્યાયોગ, નાટિકા, ત્રોટક આદિ વિવિધ ભેદ પડયા ન હતા[1]. સર્વની સામાન્ય 'નાટક' એવી સંજ્ઞા હતી, એમ નટના नाटकीय પર્યાય ઉપરથી સમજાય છે. બાણ અને રાજશેખર ભાસના અનેક પ્રયોગબંધનો नाटक શબ્દે જ નિર્દેશ કરે છે[2]. આથી સમયકૃત અને વસ્તુગત વિરોધ વ્હોરવા કરતાં અસલી નાટક સંજ્ઞાથી જ હું સંતોષ માનું છું.

---

૧ જુઓ 'પરાક્રમની પ્રસાદી' નો ઉપોદ્ઘાત, પૃ. ૨૬–૨૭.
૨ જુઓ 'સ્વપ્નની સુંદરી' કિંવા 'સાચા સ્વપ્ન' નો ઉપોદ્ઘાત.

## સંધિ અને અંગ.

### મુખ.

ઉપક્ષેપ હરિહરિ ! આ કોણ ? ખાધા તો !........
ત્રિપુરહર તણો શૂં રોષ એ ઉગ્ર આપ ? ૫—૬

પરિકર ઓ બાપ રે ! આ પુરુષ.......દમે છે, એ
કોણ છે ? ૬—૭

પરિન્યાસ અરે ભલા બ્રાહ્મણ ! ઊભો રહે......અટંક
ટેકી નર માત્ર જ્યાં ઠરે. ૭—૯

વિધાન ટેકી નરના વાસની વાત........ઊગરવાનો
આરો નથી. ૯–૧૧

યુક્તિ આને વીનવી જોઊં..........ખપે છે. ચાલ
જલદી. ૧૧–૧૬

વિલોભન અહો વત્સ !........અલભ્ય પુણ્યહીનને. ૧૭
આવ, આવ, ભાઇ..........ભેટશે તુજ,
ભાઈ હે ! ૧૮
અહો ! કેવૂં ભવ્ય સ્વરૂપ છે ?.......ઉરમાં
ભરે છે. ૨૨–૨૪

સમાધાન અહો ભાઇ ! મારે કંઈ કહેવૂં છે........
માટે વ્હેલો આવજે હો. ૧૮

પરિભાવના અરે ! મન વન વિજને...........જાઊં ને જોઊં. ૨૧

ઉદ્‌ભેદ હૂં આ આવ્યો ને..........છૂં મધ્યમ; પ્ર-
માણ તું. ૨૫–૨૬

પ્રાપ્તિ આ પોતાને મધ્યમ........આવ્યો મૂકા-
વવા આવ. ૨૬

કરણ મેં પોતે આચમન.......ચાલ મારી જોડ. ૨૭

નિર્વહણ.

## પાત્ર.

| | |
|---|---|
| ભીમસેન કિંવા ભીમ | પાંચ પાંડવમાં મોટા અને ન્હાનાની વચ્ચેના ત્રણ ભાઇઓમાંનો એક, માટે મધ્યમ. |
| હિડિંબા | તેની રાક્ષસ જાતિની પત્ની. |
| ઘટોત્કચ | તેના પુત્ર |
| કેશવદાસ | એક વટેમાર્ગુ બ્રાહ્મણ. |
| બ્રાહ્મણી | તેની પત્ની. |
| જયેષ્ઠ મધ્યમ કનિષ્ઠ | તેના ત્રણ પુત્ર. |



## સ્થળ

હિડિંબાવન.



## શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૧ | खड्गनीं | खड्गनी |
| ૮ | ૧૪ | પૂર્વનો | પૂર્વ |
| ૧૫ | ૧૫ | આધકાર | અધિકાર |
| ૨૮ | ૬ | કુરુંજાંગલ | કુરુજાંગલ |
| ૨૯ | ૧૯ | ઠીધા | દીધા |
| ૪૧ | ૮ | જલના | જળની |
| | ૧૦ | કરા | કરી |

# મધ્યમ.

## પ્રસ્તાવના.

[ નાંદી થઈ રહ્યા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે. ]

[સૂત્ર૦]

[વસંતતિલકા.]

[1]ઉર્વી વિશે ચરણ વામનનો વધેલો
વૈડૂર્યસેતુ ગગનાર્ણવનો બનેલો
અર્પંત આર્તિ અસિ શો અસુરાંગનાને
મંદાકિની સુખતણી બહુવો સદા એ! (क) १

---

૧ મૂળમાં पादो हरेः कुवलयामलखड्गनीलः છે. વામનજીના ચરણને अमलखड्गनी ઉપમા આપ્યા પછી कुवलय એટલે ભૂરા કમળની ઉપમાની જરૂર નથી. એથી ઊલટું તેમના અધિષ્ઠાનભૂત कुवलय એટલે ભૂમંડળના નિર્દેશની ખાસ જરૂર છે. એટલા માટે મેં पादो हरेः कुवलयेऽमलखड्गनीलः પાઠ લીધો છે.

---

(क) ઉર્વી–પૃથ્વી. વૈડૂર્ય–નવ રત્ન પૈકી શ્યામ રંગનું રત્ન. ગગનાર્ણવ–અંતરિક્ષ રૂપી સમુદ્ર. આર્તિ–વેદના. અસિ–તરવાર. વામન ભગવાને બીજું પગલું ભરવા ઊપાડેલા ચરણારવિંદના વર્ણનનું કવિ અહીં મંગળાચરણ કરે છે. એ પગ વર્ણે શ્યામ છે, સ્હેજ વાંક લે છે અને દૈત્યોની સ્ત્રીઓનાં હૃદય ભેદી અત્યંત દુઃખ ઊપજાવે છે; તે કારણથી એને તરવારની ઉપમા આપી છે. પૃથ્વીથી બ્રહ્મલોક પર્યંત વધેલો હોવાથી તેને વિશાળ અંતરિક્ષ રૂપી સાગરના સેતુરૂપે વર્ણવ્યો છે; અને પગના શ્યામ વર્ણને લીધે સેતુને વૈડૂર્ય મણિનો બનાવેલો કહ્યો છે. ચોથા ચરણમાં પ્રાર્થિત સુખપ્રવાહ બહોળો અને સર્વતો-

માન્ય આર્યજનોને વીનવું છું કે, કવિશ્રી ભાસે રચેલું મધ્યમ નામે નાટક આજે અમે ભજવિયે છિયે છે; તે ધ્યાન દેઈ જોવા કૃપા કરશો[2].

[પડદા પાછલ શબ્દ થાય છે.]

[સૂત્ર૦] અરે! પ્રેક્ષકોને વિજ્ઞાપના કરતો હતો, તેટલામાં કોઇ બોલ્યું! કોણ હશે એ? જોઉં.

[પડદા પાછળ] હરિહરિ! આ કોણ? ખાધા તો[3](ख).

---

૨ कवेर्नाम च कीर्तयेत् । એ વચન અનુસાર નાટક રચનાર કવિનું નામ સૂત્રધારે પ્રેક્ષકોને જણાવવું જોઇયે. આથી अथाहं भासप्रणीतं मध्यमं प्रयुञ्जे । तदत्रभवन्तः कृतावधानाः पश्यन्तु । એવા વિજ્ઞાપનાના શબ્દો મેં અધ્યાહાર ગણી અનુવાદ આપ્યો છે.

૩ મૂળમાં भोस्तात को नु खल्वेषः । છે. પરંતુ નાટકની શરૂઆત વૃદ્ધ કેશવદાસની ઉક્તિથી થાય છે. તે જ અહીં નેપથ્યોક્તિ છે. તે ધ્યાનમાં લેઈ तात પદ મેં તજી દીધું છે.

---

ગામી ઇચ્છી તેમાં ભગવાનના પગમાંથી પ્રગટતી મંદાકિનીનો આરોપ કર્યો છે. ત્રીજા ચરણની વર્ણરચના તરવારના ઝટકાનો સ્હેજે ખ્યાલ આપે એવી રાખી છે. રૂપક ઉપમા આદિની સંસૃષ્ટિ છે.

(ख) નેપથ્યગત કેશવદાસની આ ઉક્તિ છે. 'ખાધા' બોલવાથી મનુષ્યાહારી પ્રાણીનું સૂચન છે; તે વ્યાઘ્રાદિ હિંસક પશુથી ભિન્ન રાક્ષસ છે, તેનો ભાસ 'આ કોણ?' પ્રશ્ન દ્વારા કર્યો છે. આર્તનાદ વડે અત્યંત ભય સૂચવી વક્તા શસ્ત્રવિમુખ બ્રાહ્મણ છે એવી કલ્પનાનું પોષણ કર્યું છે. વનની નિર્જનતા અનાથપણાથી પ્રગટતા દૈન્યનો ઉપચય કરે છે.

[સૂત્ર૦] હાં, જાણ્યું.

[અનુષ્ટુભ.]

આ કો ભૂદેવ છે. તેનો નાદ આ દીન સૂચવે,
કે નિર્જન વને એને દુષ્ટ નિઃશંક કો દમે. (ग) ૨

[[૪]પડદા તરફ દૃષ્ટિથી] અરે ! આ તો રાક્ષસી હિડિંબા અને ભીમસેનનો પુત્ર ઘટોત્કચ, અરણિથી પ્રગટેલા અગ્નિ સરખો, આ બિચારા બ્રાહ્મણને વિના અપરાધે સંતાપે છે.

---

૪ મૂળમાં (नेपथ्ये) भोस्तात को नु खल्वेषः ॥ सूत्रधारः । हन्त वृद्धं विज्ञातम् । એટલું અહીં વધારે છે. તે પુનરુક્તિરૂપ હોવાથી મેં ગાળી નાંખ્યું છે.

---

(ग) નિર્જન–વસતી વગરનું. નિઃશંક–આશંકાયા વગર. અહીં ટૂંકામાં વસ્તુનો ઉપક્ષેપ છે. માની આજ્ઞાનો ગૂઢ ભેદ ન સમજી ખંચાતો છતાં માતૃભક્તિથી નિઃશંક બનતો ઘટોત્કચ વનમાં મનુષ્ય ભક્ષ્ય શોધતાં બ્રાહ્મણ કુટુંબને જુએ છે. એ આખા કુટુંબને અથવા તો તેમાંના રાતામાતા એકને તે ઊપાડી લેઈ જવા ધારત તો લેઈ જઈ શકત. પરંતુ બ્રાહ્મણ પ્રત્યેના પૂજ્યભાવથી તે તેમ કરતાં ખંચાય છે. પોતે ગમે તેને ઊપાડી જાય તે કરતાં બ્રાહ્મણ એના ત્રણ દીકરામાંથી એકને આપે તે ઠીક, એવા મુદ્દાથી તે આખા કુટુંબને રોકે છે. ‘ દમે ’ પદમાં આ રોકવાનો ભાવ સમાયો છે. એ વખતે ભીમ વ્યાયામ અર્થે વેગળે નીકળી ગયેલો હતો અને બીજા ધૌમ્ય ઋષિના શતકુંડ યજ્ઞના દર્શને ગયેલા હતા, જેથી કરીને પાંડવોના આશ્રમમાં કોઈ ન હતું. એ વાત ‘ નિર્જન ’ પદથી જણાવી છે.

જોડે પત્ની અને પુત્રો છે (घ). અરેરે! એમના શા ભૂંડા હાલ છે!

[વસંતતિલકા.]

કેડે પડયો અસુર છે. સુત રંક કાંપે.
હાંફે ત્રિયા. વિકળ વાડવ છે બુઢાપે.
સૂઝે દિશા ન કંઇ, સાવજના સપાટે
ગૌ વત્સ ને વૃષભ વૃદ્ધતણા જ ઘાટે. (ङ) ૩

પડું રસ્તે (च).

[જાય છે.]

---

(घ) નાટકનાં પાત્રોનો અહીં સામટો નિર્દેશ છે. ઘટોત્કચને અગ્નિની ઉપમા આપી તેની ઉગ્રતાનો બોધ કરી બ્રાહ્મણ કુટુંબના ભયનું બીજ રોપ્યું છે.

(ङ) વાડવ–બ્રાહ્મણ. સાવજ–વાઘ. વત્સ–વાછડા. વૃષભ–સાંઢ. નિર્જન વનમાં રાક્ષસના હાથમાં ફસેલા બ્રાહ્મણ કુટુંબને વાઘના સપાટામાં આવેલાં ગાય વાછડા અને સાંઢની ઉપમા બહુ યોગ્ય હોઈ તેમનું પવિત્રપણું તેમ જ રંકપણું સૂચવે છે.

(च) આંગિક અભિનયને અનુકૂળ આ શબ્દો સ્પષ્ટતા સારૂ ઊમેર્યા છે. પ્રસ્તાવના ટૂંકાવી નાટ્યવસ્તુના પ્રખ્યાપનમાં કવિએ સારી ચતુરાઈ વાપરી છે.

## મધ્યમ.

[ આગળ કેશવદાસ તેની પત્ની તથા ત્રણ પુત્રો,
અને પાછળ ઘટોત્કચ પ્રવેશ કરે છે. ]

[કેશ૦] હરિહરિ ! આ કોણ ? ખાધા તો.

[પુષ્પિતાગ્રા.]

ભમર કુટિલ, નેત્ર માંજરાં છે.
ફગફગતાં જતુવર્ણ બાબરાં છે.
ઉર નવસર અભ્ર વીજ લેખૂં.
પ્રલય સમે ખુદ રુદ્ર રૌદ્ર પેખૂં. (છ) ૧

[જ્યેષ્ઠ] અરે ! આ કોણ ?

[માલિની.]

ઉર ગગન સમૂં છે. નેત્ર તારા ઝગે છે.
કનક તડિત તોલે કેશ વસ્ત્રો તગે છે.

---

(છ) જતુવર્ણ–લાખના તારના રંગનાં. નવસર–સુંદર મોતીનો હાર. અભ્ર–મેઘ, વાદળ. રૌદ્ર–ભયાનક. નાસતા બ્રાહ્મણ કુટુંબને મુખે પૂંઠે પડેલા રાક્ષસનૂં ભયપ્રદ વર્ણન ઘટોત્કચના પ્રવેશને માટે પ્રેક્ષકને તૈયાર કરે છે. તેની માંજરી આંખના પલકારાથી પ્રકાશી ઊઠતાં વાંકાં ભવાં, ફગફગતાં બાબરાં અને સામળી છાતી ઉપર ચળકતો મોતીનો હાર વેગળેથી કેશવદાસની નજર ખેંચે છે. સ્વભાવોક્તિ અને ઉત્પ્રેક્ષાની સંસૃષ્ટિ છે.

તમમય મુખ મધ્યે દાઢ છે શ્વેત તીણી,
ઘનગત શશિલેખા તુલ્ય ઊંચી અણીની. (ज) ૨

[મધ્યમ] અરે! આ કોણ હશે?

[માલિની]

હળમુખ સમ નાસા. દાઢ દંતૂશળી શી,
કર કરિકર જેવા. કાય કાળી મળી શી.
જ્વલન વત પ્રજાળે તાપ એનો અમાપ.
ત્રિપુરહરતણો શું રોષ એ ઉગ્ર આપ? (झ) ૩

[કનિષ્ઠ] ઓ બાપ રે! આ પુરુષ કોણ છે?

[અનુષ્ટુભ.]

ખગને બાજ, ને જેવો મૃગને મૃગભૂપ, ને
નગને વજ્ર, આ તેવો જગને જમરૂપ છે. (ञ) ૪

---

(ज) તડિત–વીજળી. તમમય–જાણે અંધકારનું બનેલું હોય તેવું. ઘનગત શશિલેખા–વાદળમાં પ્રકાશતી ચંદ્રની કળા. જ્યેષ્ઠ પુત્રે કરેલું વર્ણન વધારે વિગતવાર છે તે, રાક્ષસ કંઇક પાસે આવ્યો છે, એમ સૂચવે છે. ઉપમા અલંકાર છે.

(झ) કર–હાથ. કરિકર–હાથીની સૂંડ. જ્વલન–અગ્નિ. ત્રિપુરહર–ત્રિપુરાસુરનો નાશ કરનાર શંકર ભગવાન. રાક્ષસ વધારે પાસે, બરાબર જોઈ શકાય એટલે અંતરે, આવ્યો છે, તે શરીરના અવયવના વર્ણન ઉપરાંત સામાન્ય દેખાવના વર્ણનથી અહીં સૂચવ્યું છે. ઉપમા અને ઉત્પ્રેક્ષાની સંસૃષ્ટિ છે.

(ञ) મૃગભૂપ–સિંહ. નગ–પર્વત. કનિષ્ઠના ભયના ઉદ્ગાર દ્વારા અને વર્ણનના સંક્ષેપ દ્વારા, રાક્ષસ બહુ પાસે આવી પ્હોચ્યો છે, એમ કવિ જણાવવા માગે છે. રૂપકપોષિત ઉપમા અલંકાર છે; તેની અને યમકની સંસૃષ્ટિ છે.

[બ્રાહ્મણી] ઓ રે! ભોગ મળ્યા! ભગવાન, આ આપણને દમે છે, એ કોણ છે? (ટ)

[ઘટો૦] અરે ભલા બ્રાહ્મણ! ઊભો રહે.

[વસંતતિલકા.]

છાતી કરી કઠણ રક્ષણશક્તિહીન,
ભાર્યા તથા તનુજ લૈ ભયભીત, દીન,
કાં ધાય તૂં, ગરુડની જ્યમ પાંખ વાગ્યે
ભાગે કુટુંબ સહ નાગ સવેગ આઘે? (ઠ) ૫

રહે, મહારાજ, જરા ઊભો રહે. [૫][સ્વગત] અફસોસ.

[આખ્યાનકી.]

જાણૂં, પ્રમાણૂં મનથી, મહીમાં
છે પૂજ્ય ભૂદેવ સદૈવ સૌના;

---

૫ મૂળમાં અહીં **ब्राह्मणि न भेतव्यं न भेतव्यम् । पुत्रकाः न भेतव्यम् । सविमर्शा ह्यस्य वाणी ।** એવી કેશવદાસની ઉક્તિ વિશેષમાં આપી છે. આ ધીરજ દેનારાં વચન કેશવદાસની આગામી દૈન્યની ઉક્તિ સાથે અસંગત છે, માટે મેં તજી દીધાં છે.

---

(ટ) બ્રાહ્મણીનો ગભરાટ, રાક્ષસ ઝડપ મારી શકે એટલો પાસે આવ્યો છે, એવૂં બતાવે છે. 'દમે છે' બોલ ત્રાપના ભયનો બોધક છે.

(ઠ) 'છાતી કરી કઠણ' શબ્દો ધૈર્યની કૃત્રિમતાનૂં ભાન કરાવી વાસ્તવિક રીતે ધૈર્ય નાશ પામ્યાનૂં સૂચન કરે છે. અલંકાર ઉપમા છે.

તથાપિ આ કાર્ય, અકાર્ય જે છે,
માનૂં કહેલૂં, કરવૂં પડે છે. (હ) ૬

[કેશ૦] આર્યે ! સાંભરે છે ? પેલા જળમાં રહી તપ કરતા મુનિદેવે કહ્યૂં હતૂં, કે 'આ વન અદ્યાપિ (ઢ) રાક્ષસથી મુક્ત નથી. જાઓ છો તે ભલે, પણ ઝડપ રાખજો ને સાચવજો.' એ ભય મારા મંદ ભાગ્યે આ આવી ને ઊભૂં.

[બ્રાહ્મણી] પણ તમે શા માટે આમ નિરાશ[૬] જણાઓ છો ?

---

૬ મૂળમાં **मज्झत्थवण्णो** પાઠ છે. તેમાંથી **धीरव्यवहारी** અથવા તો **उदासीनः** એવો ભાવાર્થ ખેંચી કાઢવા શાસ્ત્રીજી ટીકામાં મથે છે. હૂં **किं दाणिं अय्यो मज्झ उव्विवण्णो विअ दीसदि ।** એમ અસલ પાઠ લેઊં છૂં. **मज्झ उव्विवण्णो** પદોનો ત્રીજો અક્ષર આખો એ અને ચોથાનો પૂર્વનો ભાગ નાશ પામ્યા બાદ ખોટો કલ્પિત પાઠ ઉત્પન્ન થયો લાગે છે.

---

(હ) પાત્રનૂં સ્વરૂપ ( character ) સમજવાને આ ઉક્તિ ઉપયોગી છે. અલબત, ઘટોત્કચ રાક્ષસીનો પુત્ર છે ને તેનો દેખાવ રાક્ષસી જ છે. પરંતુ પિતૃપક્ષના વસા વધારે ઊતરી આવ્યા હોવાથી તેનૂં હૃદય આર્ય છે. બ્રાહ્મણ પ્રત્યે તેની પૂજ્યબુદ્ધિ છે. આથી બ્રાહ્મણને પકડી જતાં તે કમકમે છે. પરંતુ માતાની આજ્ઞા છે, તેથી તે વધારે લાચાર બને છે. અહીં માતા પ્રત્યેની સ્થાયી રતિ સંચારી મતિને દબાવી દે છે. પરિકરાંકુરે અને કાવ્યલિંગે પોષિત વિશેષોક્તિ અલંકાર છે.

(ઢ) 'અદ્યાપિ' એટલે પૂર્વે ભીમસેને હિડિંબાસુર માર્યો છતાં પણ.

[કેશવ૦] નિશાશ ન જણાશે, તો કરૂં શું ?
[બ્રાહ્મણી] એમ કેમ ? આપણે બૂમ પાડીશું.
[જયેષ્ઠ] માડી ! પણ કોને બૂમ પાડીશું ?

[વંશસ્થવિલ.]

ભમે મહા ઘોર ખગો મૃગો બધે;
નગો તમોનિર્મિત શા નભે વધે;
અરણ્ય એવું અતિ શૂન્ય આ અરે !
અટંક ટેકી નર માત્ર જ્યાં ઠરે. (ण) ૭

[કેશવ૦][૭] ટેકી નરના વાસની વાત સાંભળી મારૂં ભય

૭ મૂળમાં ब्राह्मणि न भेतव्यं न भेतव्यम् । એટલા બોલ અહીં વધારે છે. ભયગ્રસ્ત અને સંત્રસ્ત કેશવદાસને પાંડવોનો આશ્રમ નજીકમાં હોવાનું સાંભરી આવ્યાથી તેનો ત્રાસ દૂર થાય છે. એ જ અહીં કહેવાનું ઇષ્ટ હોવાથી ઉપર આપેલા બોલ વધારે પડતા છે. માટે તે છોડી દેઇ અનુવાદ આપ્યો છે.

(ण) મૃગ—વનપશુ. નગ—ઝાડ. તમોનિર્મિત—જાણે અંધકારનાં બનાવેલાં હોય તેવાં શ્યામ રંગનાં. મહાઘોર ખગ અને મૃગ, તે ગીધ વાઘ વગેરે. અહીં હિંસક પશુ પક્ષીથી, રાક્ષસી વૃક્ષોથી અને અત્યંત શૂન્યતાથી વનનું ભયંકરપણું પ્રતિપાદન કરી તે દ્વારા સંચારી વિષાદનું પોષણ કર્યું છે. પહેલાં ત્રણ ચરણોમાં અસત્સમુચ્ચય છે. ચોથા ચરણમાં વ્યતિરેકમુખે અતિ શૂન્યતાનું કારણ જણાવ્યું છે; તેથી પ્રગટતો કાવ્યલિંગ અલંકાર ઉક્ત અસત્સમુચ્ચયનું અંગ છે. શ્લોક ૧–૫ અને શ્લોક ૭ માં સ્થાયી ભયનું નિરૂપણ છે. એનું આલંબન ઘટોત્કચ છે અને ઉદ્દીપન નિર્જન વન છે. તેના અનુભાવ પૂર્વે પ્રસ્તાવનાના શ્લોક ૩ માં આપેલા છે.

જતું રહે છે. મારા ધારવા પ્રમાણે આટલામાં જ પાસે પાંડવોનો આશ્રમ છે. એ આપણી બૂમ સાંભળી વ્હારે દોડી આવશે.

[વસંતતિલકા.]

દાખે ભયે અભય એઃ શુધ દીનની લે;
રાખે રણે રસ; રમે મસ સાહુસે; ને
આવા દમે દનુજ દારુણ રંકને જે,
તેનું ભલી વિધ જ શાસન એ કરે છે. (त) ૮

[જ્યેષ્ઠ] પિતાજી! હું જાણું છું તેમ પાંડવો આશ્રમમાં નથી.

[કેશ૦] ભાઇ! તું શા ઉપરથી કહે છે?

[જ્યેષ્ઠ] એમને ત્યાંથી એક બ્રાહ્મણ આવ્યો હતો તે કહેતો હતો, કે ધૌમ્ય ઋષિ શતકુંડ[૮] યજ્ઞ કરે છે તેના

---

૮ મૂળમાં **शतकुम्भं नाम यज्ञं** છે. પરંતુ એ નામનો કોઇ યજ્ઞ છે નહિ; મોટા પાયા પર સો કુંડનો ગ્રહયજ્ઞ છે ખરો. આથી મેં **शतकुण्डं नाम यज्ञं** પાઠ લીધો છે.

---

(त) દનુજ—દાનવ, અસુર. શાસન—દંડ, શિક્ષા. અહીં પાંડવોના, એટલે તેઓમાંના એક તરીકે ભીમના પણ, સ્થાયી ઉત્સાહનું નિરૂપણ છે. પૂર્વગામી ગદ્યવાક્યનું શ્લોક સમર્થન કરે છે, તેથી કાવ્યલિંગ અલંકાર નીપજે છે.

દર્શાને સિધાવ્યા છે (થ).-

[કેશ૦] અફ્સોસ! આપણે હીનભાગ્ય જ છિયે.

[જ્યેષ્ઠ] માત્ર મધ્યમને, કહે છે, આશ્રમ સાચવવા મૂકી ગયા છે (થ).

[કેશ૦] એ એક છે ત્યારે તો, ઓહો, પાંચે પાંડવ છે.

[જ્યેષ્ઠ]-પણ તે આ ટાણે શરીરને વ્યાયામ આપવા છેટે નીકળી જાય છે એમ સાંભળવામાં છે (થ).

[કેશ૦] હરિહરિ! હવે ઊગરવાનો આરો નથી[૯]. છતાં એ આને વીનવી જોઉં.

[જ્યેષ્ઠ] પિતાજી! શ્રમ લેશો નહિ; ફોગટ જશે.

[કેશ૦] વત્સ! વીનતીને અને નિરાશાને ન બને[૧૦].

---

૯ મૂળમાં **भवतु पुत्र** છે. તેમાંનું **पुत्र** પદ વધારે પડતું જણાયાથી તજી દીધું છે.

૧૦ મૂળમાં **पुत्रं निवेदप्यर्थिनी खलु प्रार्थना** છે. તેને બદલે **पुत्र निर्वेदप्रत्यर्थिनी खलु प्रार्थना ।** એવો પાઠ લેઈ પ્રથમ આવૃત્તિ પ્રમાણે પૂર્વની અને પ્રસ્તુત ઉક્તિ કબુલ રાખી અનુવાદ આપ્યો છે. શાસ્ત્રીજીએ સટીક આવૃત્તિમાં ઉક્તિની વ્હેંચણી નીચે મુજબ કરી છે:-**प्रथमः । अलमलं परिश्रमेण ॥ वृद्धः । पुत्र निर्वेदप्र-**

---

(થ) પાંડવો આશ્રમમાં નથી, તે વાત આ ત્રણ ઉક્તિઓએ સ્પષ્ટ કરી છે; એટલે કે એ ત્રણે સળંગ છે. ભયથી વિહ્વળ બનેલો કેશવદાસ પહેલો ભાગ સાંભળી નિર્વેદ પામે છે, બીજો સાંભળી હર્ષિત થાય છે ને ત્રીજો સાંભળી લાચાર બને છે. એ રીતે નિર્વેદ હર્ષ અને જાડ્યની અહીં શબલતા છે.

વીનવી જોઇયે તો ખરા. [ ઘટોત્કચ પ્રતિ ] અરે ભાઇ! અમારી કંઇ છૂટાબારી છે?

[ઘટો૦] હા, એક સરતે છે.

[કેશ૦] શી સરતે?

[ઘટો૦] મારાં પૂજ્ય માતુશ્રી છે તેમણે મને આજ્ઞા કરી છે, કે 'ભાઇ! વન શોધી વળ અને એકાદ મનુષ્ય લેઈ આવ. મારે ઉપવાસનાં પારણાં કરવાં છે.' તે મુજબ શોધતાં તમે હાથમાં આવ્યાં છો. તો હવે

[ અનુષ્ટુભ. ]

સતી બે સુત ને જાતે જો ઝંખો જીવતાં જવા,
એક આત્મજ તો આપો કરી તોલ તમે હવાં. (द) ૯

[કેશ૦] અરે હીણા મનુષ્યાહારી રાક્ષસ! શૂં તૂં મને અબ્રાહ્મણ ધારે છે? અરે હૂં તો

---

त्यर्थिनी खलु प्रार्थना ॥ प्रथमः । भवतु । पश्यामस्तावत् । भोः पुरुष अस्त्यस्माकं मोक्षः ॥. આ વ્હેંચણી બરાબર નથી. ઘટોત્કચની સાથે કેશવદાસ જ સંભાષણ કરે છે; જ્યેષ્ઠ પુત્ર નથી કરતો. માટે છૂટાબારી વિશે વિજ્ઞાપના કિંવા પ્રશ્ન કેશવદાસના મુખમાં જ ઘટે છે. આ કારણથી પ્રથમ આવૃત્તિ પ્રમાણે જ ઉક્તિની વ્હેંચણી રાખી પાઠ સુધારી લીધો છે.

---

(द) આત્મજ-પુત્ર. યોગ્ય ઉપદેશરૂપે પ્રકાશતી મતિનૂં અહીં નિરૂપણ છે.

[અનુષ્ટુભ.]

જાણુ છું વેદને, વૃદ્ધ વિપ્ર છું. દૈત્યના મુખે
સુપાત્ર પુત્રના ત્યાગે જીવ્યું મેં જાય શા સુખે ?(ઘ) ૧૦

[ઘટો૦] અરે

[અનુષ્ટુભ.]

તન એક જ માગું, તે ભલા ભૂદેવ ! આપ ને.
અન્યથા તું મુઓ જાણ સકુટુંબ જ આ ક્ષણે.(ન) ૧૧

[કેશ૦] આર્યે ! એક જ માગે છે ને તે હું લેઊ છું.

[અનુષ્ટુભ.]

વાંછી કુશળ પુત્રોનું વપુ સંસ્કારયુક્ત, હું
વૃદ્ધ, દાનવના મ્હોમાં હોમું આ. ઋણમુક્ત છું. (પ) ૧૨

---

(ઘ) અબ્રાહ્મણ-બ્રાહ્મણથી ભિન્ન જાતિનો. અહિંસા ધર્મનું અભિમાન ધરાવનારો કેશવદાસ પુત્રની હિંસાની વાતથી એકદમ છેડાઈ જાય છે. એની ઉક્તિમાં ગર્વપોષિત અમર્ષનું નિરૂપણ છે. એકે એક શબ્દ અર્થગર્ભિત હોવાથી આ સાભિપ્રાયત્વ નામે પ્રૌઢિના પ્રકારનો દૃષ્ટાંત છે.

(ન) તન-(૧) પુત્ર; (૨) શરીર. અન્યથા-નહિ તો. સંચારી મતિનું નિરૂપણ જારી છે. આખા કુટુંબના નાશનો ભય બતાવી ઘટોત્કચ त्यजेदेकं कुलस्यार्थे એ લૌકિકી નીતિનું જ્ઞાનવૃદ્ધ બ્રાહ્મણને ભાન કરાવે છે.

(પ) વાંછી-ઇચ્છી, ચ્હાઈ. વપુ-શરીર. વૃદ્ધ—(૧) ઘરડું; (૨) ખવરાવી કરી વધારેલું, પુષ્ટ. ઋણમુક્ત-દેવ ઋણ, પિતૃ ઋણ અને મનુષ્ય ઋણ જેણે વાળ્યાં છે એવો. ઘટોત્કચની ઉક્તિમાં 'તન'

[બ્રાહ્મણી] એમ ન થાય, એમ ન થાય. ભગવાન, તમને ખોઈ હૂં ધર્મને ખોઉં અને વ્રતને ખોઉં. મારે સ્વામી જ ધર્મ અને સ્વામી જ વ્રત છે. માટે હું જ આ શરીર રાક્ષસને આહાર માટે અર્પીશ અને આર્યના તથા વત્સોના જીવ ઊગારીશ. એનૂં ફળ પુત્રરૂપે આર્યને મળી ચૂક્યૂં છે (ફ).

[ઘટો૦] માતુશ્રીને સ્ત્રીશરીર ઇષ્ટ નથી. એ બાઇ ન જોઇયે.

[કેશ૦] એ નહિ, એ નહિ. હૂં પોતે આવૂં છૂં.

[ઘટો૦] છિટ છિટ, ઘરડા ખંખને શૂં કરે ?

[જ્યેષ્ઠ] પિતાજી મારૂં સાંભળશો ? હૂં કંઇ કહેવા માગૂં છૂં.

---

નો અર્થ ' શરીર ' લઈ કેશવદાસ પોતાનૂં શરીર અર્પવા તત્પર થાય છે. અહીં ' હોમૂં ' શબ્દના પ્રયોગથી દાનવના મ્હોમાં અગ્નિકુંડનો અને સંસ્કારયુક્ત વૃદ્ધ બ્રાહ્મણના શરીરમાં સંસ્કૃત પુષ્ટ પશુનો આરોપ આક્ષિપ્ત છે. એ કામ્ય ઇષ્ટિનૂં ફળ પુત્રોનૂં કુશળ છે. રૂપક અલંકાર છે. વૃદ્ધ કેશવદાસે અનેક યજ્ઞોથી દેવનૂં, સુપાત્ર પુત્રોથી પિત્રીનૂં અને અતિથિના સત્કારથી મનુષ્યનૂં ઋણ વાળી જન્મ સાર્થક કર્યો હતો, તે બતાવવા ઋણમુક્ત શબ્દ વાપર્યો છે. શ્લોક ૧૨ થી શ્લોક ૧૭ સુધી ઉત્સાહ સ્થાયી ભાવવાળા ધર્મવીરનૂં નિરૂપણ છે.

(ફ) સ્વામીના ' ઋણમુક્ત છૂં ' બોલ પકડી લેઈ બ્રાહ્મણી કહે છે કે ' પુત્રોત્પત્તિ વડે તમારા જ કહેવા પ્રમાણે તમે મુક્ત થઈ ચૂક્યા છો. હવે આ શરીર તમને નકામૂં છે. માટે મને જ મરવા દેશો. ' પૂર્વ વાક્યમાં પતિના વિશે ધર્મ અને વ્રતનો આરોપ કર્યો છે; તેથી સારોપા લક્ષણા બને છે.

[કેશ૦] કહે, ભાઇ.

[જયેષ્ઠ]

[અનુષ્ટુભ]

પૂજ્યના પ્રાણ આ મારા પ્રાણે દીજે બચાવવા;
કીજે કુળતણી રક્ષા મને તાત! દઈ જવા. ૧૩

[મધ્યમ] એ ન ઘટે, મોટા ભાઇ! હૂં જ જઈશ.

[અનુષ્ટુભ.]

આ લોકે શ્રેષ્ઠ, ને પ્રેષ્ઠ પિતૃલોકે ય, જયેષ્ઠ છે.
પૂજ્ય પાખે અનુજને મને જાવૂં જ ઇષ્ટ છે. (ब) ૧૪

[કનિષ્ઠ] એમે ન ઘટે, મોટા. મારે જ જવૂં જોઇયે, ને હૂં જઈશ.

[અનુષ્ટુભ.]

મુનિઓ તાતને સ્થાને જયેષ્ઠ બાંધવને ભણે.
પૂજ્યના રક્ષવા પ્રાણ અધિકાર કનિષ્ઠને. [म] ૧૫

[જયેષ્ઠ] [૧૧]વત્સો! એમ ન થાય.

---

૧૧ મૂળમાં **वत्स मा मैवम्** । છે. પરંતુ જયેષ્ઠનૂં બોલવૂં એકલા કનિષ્ઠ પ્રત્યે નહિ, મધ્યમ અને કનિષ્ઠ બંને પ્રત્યે છે. આથી મારે **वत्सौ मा मैवम्** । પાઠ લેવો પડ્યો છે.

---

(ब) પ્રેષ્ઠ–વ્હાલામાં વ્હાલો. પાખે–બદલે. અનુજ–ન્હાનો ભાઇ. જ્યેષ્ઠ પુત્રને શ્રાદ્ધનો અધિકાર છે. તેથી તેને અહીં પિત્રીઓને અત્યંત વ્હાલો કહ્યો છે.

(म) મુનિઓ–**ब्राह्मण** અને **कल्पसूत्र**ના રચનારા.

[ અનુષ્ટુભ. ]

મોટો તે તાતનું કષ્ટ મોડે. માટે જઈશ હું.

મોટાઇ પૂજ્યના પ્રાણુ રક્ષવાની લઈશ હું. (म) ૧૬

[કેશ૦] હાય હાય! જ્યેષ્ઠ તે કેમ અપાય? પરમ ઇષ્ટ છે એ (का).

[બ્રાહ્મણી] તમે જેવા મોટાને ચ્હાઓ છો, તેવી જ હું ન્હાનાને ચ્હાઊં છું. હાય હાય! એ પણ કેમ અપાય(का)?

[મધ્યમ] કેમ, આ શરીર તને ખપે છે? હું તૈયાર છું. માવિતરને હું ઓછો ઇષ્ટ છું[૧૨] (का).

[ઘટો૦] ખપે છે. ચાલ જલદી.

[મધ્યમ]

---

૧૨ મૂળમાં पित्रोरनिष्टः कस्येवानीं प्रियः । એવો કાકુ-પ્રશ્ન છે. તે નિર્વેદસૂચક હોઈ દઢવ્યવસાયી મધ્યમની પ્રકૃતિ વિરુદ્ધ છે. આથી મેં पित्रोरनिष्टे कथं त्वं प्रियस्ते । એવો સીધા પ્રશ્નરૂપ પાઠ લીધો છે. પાંચમા અક્ષરની માત્રા તથા સાતમો આઠમો ને અગિયારમો આખા ઊડી જતાં કરી ભ્રષ્ટ પાઠ ઉત્પન્ન થયો છે.

---

(म) 'મોટો' શબ્દમાં દુઃખ મોડવાનો શ્લેષ લેઈ જ્યેષ્ઠ પુત્ર બીજાને માટે પ્રાણુ આપવાની પોતાની યોગ્યતા અને ઉત્સુકતા જણાવે છે. 'મોડ' ધાતુ સં. मुद् ઉપરથી ઊતરી આવ્યો છે.

(का) ઇષ્ટ-(૧) ખપનો, માટે વ્હાલો; (૨) વ્હાલો, માટે ખપનો.

[અનુષ્ટુભ.]

માારા પ્રાણે અહોભાગ્ય ! પૂજ્યોના પ્રાણ ઊગરે.
બંધુના અરથે મોઘૂ ધન્ય ! મૃત્યુ મને વરે. (ખા) ૧૭

[ઘટો૦ સ્વગત] અહો, આ તરુણ વિપ્રનો સ્વજન પ્રત્યે કેટલો પ્રેમ છે ?

[મધ્યમ] પિતાજી ! હૂં પગે લાગૂં છૂં

[કેશ૦] અહો વત્સ !

[અનુષ્ટુભ.]

ઊગારી નિજના ભોગે પિતૃભક્ત ! વડીલને
ઠરજે બ્રહ્મલોકે તું, અલભ્ય પુણ્યહીનને. [ગા] ૧૮

[મધ્યમ] આશિષ માથે ચડાવું છૂં. માજી ! હૂં પગે લાગૂં છૂં.

[બ્રાહ્મણી] બેટા ! તૂં સો વરસનો થજે (ગા).

---

(ખા) અહીં સ્થાયી ઉત્સાહના પોષણ દ્વારા સંચારી હર્ષનું નિરૂપણ છે.

(ગા) બ્રહ્મલોક-(૧) બ્રહ્મભુવન; (૨) બ્રાહ્મણો. અલભ્ય-દુર્લભ, અપ્રાપ્ય. ઠરજે-(૧) પુનર્જન્મથી મુક્ત થઈ સદા નિવાસ કરજે; (૨) સુખે રહેજે. ક્ષત્રિય જ્યારે મરણોત્તર સ્વર્ગ ઇચ્છે છે, ત્યારે બ્રાહ્મણ બ્રહ્મલોકમાં વેદના ધ્વનિથી ગાજી રહેતી બ્રહ્મદેવની સભામાં સ્થાન વરે છે. આથી કેશવદાસ મધ્યમને બ્રહ્મલોકમાં નિવાસનો આશીર્વાદ આપે છે. વૃદ્ધ બ્રાહ્મણ અને તેની પત્નીની ઉક્તિમાં ભીમસેનકૃત મધ્યમના ભાવી મોક્ષનો નિર્દેશ સમાયલો હોવાથી અહીં પતાકાસ્થાનક પણ છે. મધ્યમને ઠારનાર બ્રહ્મલોક તેનાં પવિત્ર માતાપિતા

[મધ્યમ] આશિષ માથે ચડાવું છું. મોટા ભાઇ! નમસ્કાર.

[જ્યેષ્ઠ] આવ, આવ, ભાઇ,

[અનુષ્ટુભ.]

ભેટવા દે મને ભાવે ભેટી ને તું ભલાઇને.
ત્રણે ભુવનને કીર્તિ ભેટશે તુજ, ભાઇ હે! (ઘા) ૧૯

[મધ્યમ] વચન માથે ચડાવું છું.

[કનિષ્ઠ] પૂજ્ય ભાઇ! હું પગે લાગું છું.

[મધ્યમ] કલ્યાણ થજો.

[કનિષ્ઠ] આશિષ માથે ચડાવું છું.

[મધ્યમ] અહો ભાઇ! મારે કંઇક કહેવું છે.

[ઘટો૦] કહે જલદી.

[મધ્યમ] વેગળે વનમાં સરોવર જેવું જણાય છે. ત્યાં જઈ. પરલોકને મારગે તૃષા ન પીડે, એટલા માટે પોતાને જલાંજલિ આપવા ઇચ્છું છું.

[ઘટો૦] જા, ભાઇ, જા. ધન્ય છે તારા વજ્ર જેવા હૃદયને! માતુશ્રીને ભોજનનું મોડું થાય છે. માટે વ્હેલો આવજે, હો.

---

અને વ્હાલા ભાઇઓ છે. તેમાં એના સ્થિર નિવાસના અને સો વરસના આયુષના આશીર્વાદથી એનો ભાવી મોક્ષ કવિએ ગર્ભિત રીતે સૂચવ્યો છે. બ્રાહ્મણ કુટુંબની પવિત્રતા અનુષ્ટુભના છેલ્લા ચરણથી ઉક્ત છે.

---

(ઘા) પર્યાયોક્ત અલંકાર.

[મધ્યમ] આ આ૦યો જાણજો[૧૩]. ( જાય છે. )
[કેશ૦] ગજબ થયો !

[ અનુષ્ટુભ. ]

કુલાચલતણાં રૂડાં ત્રણ ઉચ્છ્રિત શૃંગમાં
વચલૂં વચળે[૧૪], તેણે થાય અંતર ભંગ હા ! (ङा) ૨૦

અરેરે, વત્સ ! [૧૫]

૧૩ મૂળમાં भोस्तात एष गच्छामि । એવો ભ્રષ્ટ પાઠ છે. મધ્યમ પૂરૂવે પગે લાગી પિતાની રજા લેઈ ચૂક્યો છે; એટલે તેના પ્રત્યે 'હવે હું જાઉં છું, બાપા !' કહેવાનું રહેતું નથી. વળી એ કંઇ છેવટનો જતો નથી; સરોવરમાં આત્મતર્પણ કરી પાછો આવવાનો છે. ખરૂં જોતાં કેશવદાસ પ્રત્યે આ ઉક્તિ છે જ નહિ. ઘટોત્કચ મધ્યમને વ્હેલા આવવાનું કહે છે, તેના જવાબમાં મધ્યમ તેને જણાવે છે કે અબઘડી આવું છું. આવી સમજથી વધારે પડતો तात બોલ છોડી દેઈ भो एष आगच्छामि । પાઠ મેં ઉપજાવી લીધો છે.

૧૪ મૂળમાં स मध्यशृङ्गभङ्गेन मनस्तपति मे भृशम् । એમ છે, તે વ્યાકરણની કસોટીએ દૂષિત છે. માટે હું तन्मध्यशृङ्गभङ्गेन मनस्तपति मे भृशम् । વાંચૂં છું.

૧૫ મૂળમાં આની પછી कथं गत एव । એટલું વધારે છે. તે ટિપ્પણી ૧૩ માં નોંધેલા પાઠભ્રંશને લીધે ઉમેરાયૂં જણાય છે. એ ક્ષેપક ભાગ અનુવાદમાં તજી દીધો છે.

(ङा) કુલાચલ-(૧)કુલપર્વત; (૨) કુળ રૂપી પર્વત. ઉચ્છ્રિત-(૧) ઊંચાં; (૨) ઊછરી આવેલાં. અંતર-(૧) વચલો ગાળો; (૨) હૃદય. અહીં અચલનૂં વચલૂં શિખર વચળવાના ઉત્પાત દ્વારા કેશવદાસ પોતાનૂં જ દુઃખ વર્ણવે છે. શ્લિષ્ટ વિશેષણોના બળથી કુલપર્વત અને કુળનો તથા શૃંગ અને ઉત્તમ પુત્રનો ઉપમાનોપમેયભાવ ગમ્યમાન છે.

[ પુષ્પિતાગ્રા. ]

ઝલહલ વચની ઝલે ખિલંતાં,
શ્રુતિ વિપુલે મતિ માપ શું ઝિલંતાં,
દ્રુમ કુસુમિત જેમ નાશ પામે
મદગજથી, તન તું ય તેમ વામે! (चा) ૨૧

[ઘટો૦] વિપ્રકુમાર, વાર થઈ, પણ ન આવ્યો. શું કરવું? માતુશ્રીને ભોજનનું મોડું થાય છે. હાં, સૂઝ્યું. અરે મહારાજ! બોલાવ તારા પુત્રને.

[કેશ૦] તારી જાતને પણ વટાળે એવું આ શું કહે છે તું?

[ઘટો૦] અરે તને માઠું લાગ્યું? ક્ષમા કર, ભાઈ! મારી પ્રકૃતિનો જ દોષ છે એ. વારૂ, તારા દીકરાનું નામ શું?

[કેશ૦] એ મારે મ્હોએ સાંભળવાની આશા રાખીશ નહિ.

---

(चा) શ્રુતિ-વેદવિદ્યા. વિપુલ-વિશાળ. માપ શું-માપ સર. રોજ રોજ નિયમિત પ્રમાણમાં. દ્રુમ-ઝાડ. કુસુમિત-ફૂલેલું, ફૂલ જેને બેઠાં છે એવું. મદગજ-મદ ઝરતો હાથી. વામે-તજે છે. પહેલા ચરણમાં શરીરની કાંતિનો મનોહર વિકાસ અને બીજા ચરણમાં બુદ્ધિની ગ્રહણશક્તિનો અદ્ભુત પ્રભાવ વર્ણવી એવા પુત્રની ખોટથી કેશવદાસ પોતાનો અત્યંત પરિતાપ સૂચવે છે. વેદવિદ્યા વિશાળ છતાં પણ ન થાકતાં તે અભ્યાસ નિયમપૂર્વક ઉત્સાહથી કર્યો જતો હતો એવું 'એ' અવ્યયથી જણાવ્યું છે. ઉપમા અલંકાર છે. યૌવન અને વિદ્યામાં કુસુમનો ઉપચાર ગમ્યમાન છે.

[ઘટો૦] ઠીક ! ત્યારે અલ્યા જુવાન ! તું કહે તારા ભાઇનું નામ ?

[જયેષ્ઠ] અત્યંત ભલો મધ્યમ ! એ અમારા માટે પ્રાણ આપે છે (છા).

[ ઘટો૦ સ્વગત ] ' મધ્યમ. ' હાં એ નામ ઠીક છે. એ નામે હું જ એને બોલાવું. [ પ્રગટ ] અરે ઓ મધ્યમ ! જલદી આવ.

[એવે ભીમસેન એક તરફથી પ્રવેશ કરે છે.]

[ભીમ૦] અરે !

[પુષ્પિતાગ્રા.]

મન વન વિજને[૧૬] તપાવનારો,
અનુજતણો સ્વર યાદ લાવનારો,

---

૧૬ મૂળમાં **द्रुमगहने वृढसंकटे** એમ વનેનાં બે વિશેષણ છે, તે લગભગ એક અર્થનાં છે. અહીં વનનું નિર્જનત્વ પ્રતિપાદ્ય છે. એટલે કરી ને હું **द्रुमगहने मृगसंकटे** વાંચું છું. સરખાવો પૂર્વ શ્લોક ૭. છઠ્ઠો ને સાતમો અક્ષર નાશ પામતાં નવો પાઠ ઉત્પન્ન થયો છે.

---

(છા) આ ઉક્તિ ઘટોત્કચના પ્રશ્નના જવાબમાં નથી. એ પ્રશ્ન જ્યેષ્ઠે કાને જ ધર્યો નથી. એ તો એના પિતાની પેઠે મધ્યમના વિરહના સંબંધમાં શોકના ઉદ્ગાર કાઢે છે. એ ઉક્તિમાંનો 'મધ્યમ' બોલ ઝડપી લેઈ ઘટોત્કચ ' મધ્યમ ' નામથી કેશવદાસના વચટ પુત્રને હાક મારે છે. વિશેષ નામને બદલે આ વિશેષણનો પ્રયોગ, મધ્યમ પાંડવ જે ભીમસેન, તેના પ્રવેશ અર્થે છે.

શત શત ખગના સ્વરે અનેરો,
કવણુ સુણું સ્વર તીક્ષ્ણુ ને તરેરો ? (ज्ञा) ૨૨

[ઘટો૦] વિપ્રકુમાર હજુ પણુ ન આવ્યો[૧૭]. ફરી હાક મારૂં. અરે ઓ મધ્યમ ! જલદી આવ.

[ભીમ૦] અરે કોણુ આ વનવગડે મારા વ્યાયામમાં ભંગ પાડે છે (ज्ञा) અને મધ્યમ કહી મને સાદ કરે છે ? જાઉં ને જોઉં. [ આગળ વધી ઘટોત્કચને જોઈ ] અહો ! કેવું ભવ્ય સ્વરૂપ છે !

---

૧૭ મૂળમાં અહીં अतिक्रामति मातुराहारकालः । किं नु खलु करिष्ये । भवतु दृष्टम् । उच्चैः એટલા બોલ વધારે છે. તેમાંનો છેલ્લો બોલ ઘટોત્કચવાળી હવે પછીની ઉક્તિમાં આવે છે; અને બાકીના પૃષ્ટ ૧૦ ની ઉક્તિ ૧ માં આવી ગયા છે. એ કારણુથી તે છોડી દેઈ મેં અનુવાદ આપ્યો છે.

---

(ज्ञा) વિજન–વસતી વગરનું. અનુજ–ન્હાનો ભાઇ; અહીં અર્જુન. અનેરો–નોખો પડી આવતો. તીક્ષ્ણુ–તીણો. તરેરો (સં.तारतर) –ખુબ ઘોરવાળો, ગાજી ઊઠતો, બુલંદ. નિર્જન વનનાં સેંકડો પક્ષીઓના નાદમાં નોખો પડતો ઘટોત્કચનો બુલંદ સ્વર સાંભળી ભીમ વિસ્મય પામે છે. તેનું વીરહૃદય અસહિષ્ણુતાથી પ્રજળી ઊઠે છે. એનો ઘોર તેને અર્જુનનો સ્વર યાદ લાવે છે. આથી તે વિચારમાં પડે છે. અહીં સંચારી અસૂયા સ્મૃતિ અને વિસ્મયથી પોષિત તર્કનું નિરૂપણુ છે.

(ज्ञा) વેગળેથી ભીમે જેનો બુલંદ સ્વર સાંભળ્યો હતો, તેના સાર્થ શબ્દો હવે પાસે આવતાં તેના કાને પડે છે. એથી કરીને તે કૌતુકથી વ્યાયામ અધૂરો મૂકે છે.

[સ્રગ્ધરા.]

ભ્રૂ ભાસે ધૂમ્ર. નેત્રો મધ સમ. મુખ ને દંત છે કેશરી શા.
નાસા છે તાર્ક્ષ્ય તોલે કુટિલ. હડપચી ને કરો છે કરી શા.
પ્રોઢેરા સ્કંધ. છાતી અતિ વિપુલ. કટી વજ્ર જેવી ખરે છે.
સોહે રૂડો ભરેલો સ્વર. ડગ ગજ ને સાંઢ શાં એ ભરે છે.
(ત્રા) ૨૩

[અનુષ્ટુભ.]

જેવું રૂપ, બળે તેવું પ્રચંડ અંતરે તરે.
સુત એ રાક્ષસીનો ને કો મહાવીરનો ખરે. (ટા) ૨૪

[ઘટો૦] વિપ્રકુમાર હજુ એ આવ્યો નહિ[૧૮]. મોટેથી હાક મારૂં. અરે ઓ મધ્યમ, મધ્યમ ઓત! ચાલ જલદી.

[ભીમ૦] આવું છું.

---

૧૮ મૂળમાં **अतिक्रामति मातुराहारकालः । किमिदानीं करिष्ये । भवतु ।** એટલા બોલ અહીં વધારે છે. તે ગતાર્થ હોવાથી છોડી દીધા છે. જુઓ ગઈ ટિપ્પણી.

---

(ત્રા) ભ્રૂ–ભમર, ભવાં. ધૂમ્ર–ધૂમાડિયા રંગની. તાર્ક્ષ્ય–ગરુડ. કરી–હાથી. વજ્ર–શંકુઆકારના અણીદાર છેડાવાળું વચ્ચેથી પાતળું લ્હોડાનું હથિયાર. ઉપમા અને સ્વભાવોક્તિ અલંકાર અહીં વિસ્મયને દીપાવે છે. વજ્રની ઉપમાથી, કટિ પાતળી પણ લોહ જેવી કઠણ છે, એમ જણાવ્યું છે.

(ટા) અનુમાન અલંકાર પૂર્વોક્ત વિસ્મયની શોભામાં વધારો કરે છે.

[ઘટો૦ ભીમસેનને જોઈ] [૧૯]અહો ! શું તેજસ્વી સ્વરૂપ છે !

[વસંતતિલકા.]

છે તાર્ક્ષ્યપક્ષ સરખાં પડખાં સુવાળાં.
ફૂલેલ પદ્મ દળ શાં નયનો નિહાળ્યાં.
શા દીર્ઘ છે કનકતાલ સમાન હસ્ત !
ને વજ્ર મધ્ય સમ છે કટિ એ પ્રશસ્ત ! ૨૫
જોતાં મૃગેંદ્ર સમ આકૃતિ ભવ્ય રાજે.
શ્રીકૃષ્ણદેવ મુજ સન્મુખ શું વિરાજે ?
એ વીર દર્શન-જ-થી દૃગને હરે છે;
ને ભાવ કો અવનવો ઉરમાં ભરે છે. (ઠા) ૨૬

---

૧૯ મૂળમાં **न खल्वयं ब्राह्मणबटुः ।** એટલું વાક્ય અહીં વધારામાં છે. ભીમસેનને જોતાં ઘટોત્કચના મનમાં વિસ્મય પ્રાધાન્ય ભોગવતો હોવાથી અન્ય વિચારણા અસ્થાને છે; એમ સમજી મેં એ વધારે પડતું વાક્ય તજી દીધું છે. એમાં કહેવા માગેલો વિપ્રકુમારનો અને ભીમસેનનો વિવેક ઉક્તિના અંતભાગના વાક્યથી ગમ્યમાન છે; એટલે પણ પ્રસ્તુત પ્રક્ષિપ્ત વાક્યની જરૂર નથી.

---

(ઠા) તાર્ક્ષ્યપક્ષ-ગરુડનાં પાસાં, ગરુડની પાંખો નીચેના પૂમ-વાળા ભાગ. કનકતાલ-સોનેરી તાડ. વજ્રમધ્ય-વજ્ર નામે આયુધનો વચલો પકડનો ભાગ. પ્રશસ્ત-વખાણને પાત્ર. મૃગેંદ્ર-સિંહ. દૃગ-આંખ. એક તરફથી ઘટોત્કચને જોઈ ભીમને જેવો વિસ્મય ઉપજે છે, તેવો જ બીજી તરફથી ભીમને જોઈ ઘટોત્કચને ઉપજે છે. સંચારી વિસ્મયને ઉપમા અને ઉત્પ્રેક્ષા શોભાવે છે. પિતા પ્રત્યે પુત્રની જેવી પ્રીતિ હોવી જોઇયે, તેવી પ્રીતિ છેલ્લાં બે ચરણમાં ભીમના દર્શનથી સ્વાભાવિક રીતે ઘટોત્કચના હૃદયમાં સ્ફુરતી વર્ણવી કવિએ ઓરસ સંબંધનું ભાન કરાવ્યું છે.

ભાઇ! મારે મધ્યમનું કામ છે[૨૦]. એને હૂં બોલાવૂં છૂં.

[ભીમ૦] તેટલા માટે હૂં આ આવ્યો ને.

[ઘટો૦] શૂં તૂં મધ્યમ છે[૨૧]?

[ભીમ૦] હા, મધ્યમ છૂં મધ્યમ.

[અનુષ્ટુભ.]

રક્ષવે દીનને, દુષ્ટ દંડવે, નિરવાણુ હૂં,
ખેડવે સાહસો, દેશે છૂં મધ્યમ; પ્રમાણુ તૂં (ડા) ૨૭

[ઘટો૦] હશે.

[ભીમ૦] વળી

---

૨૦ મૂળમાં भो मध्यम त्वां खल्वहं शब्दापयामि । છે; એટલે કે ઉક્તિ વિપ્રકુમારને સંબોધી ને છે. પરંતુ આગામી ભીમસેનની ઉક્તિ ઉપરથી સ્પષ્ટ સમજાય છે, કે ભીમસેનને સંબોધી ને ઘટોત્કચનું બોલવૂં થાય છે. એ કારણથી भो मध्यमं खल्वहं शब्दापयामि । એવો પાઠ મેં યોજ્યો છે.

૨૧ મૂળમાં किं भवानपि मध्यमः । છે, તેમાં अपि વધારે પડતો છે. માટે તે તજી દેઈ અનુવાદ આપ્યો છે.

---

(ડા) અહીં ભીમ પોતાને 'મધ્યમ' સંજ્ઞા કેવી રીતે લાગુ પડે છે તે પ્રથમ કર્મને અને જન્મસ્થળને લેઈને બતાવે છે. દીનોનૂં રક્ષણ કરવામાં અને દુષ્ટોને દંડવામાં તે મધ્યમ એટલે વચ્ચે પડનારો હતો. વળી સાહસ ખેડવામાં મધ્યમ એટલે વચ્ચોવચ્ચ ઝંપલાવનારો હતો. ઉપરાંત મધ્ય દેશનો રહેનારો હતો, એટલે પણ તે મધ્યમ હતો.

[અનુષ્ટુભ.]

પાંચે ભૂતે તથા પાંચે બંધુએ નિરવાણુ હું,
ત્રણે વંશે, ત્રણે લોકે છું મધ્યમ; પ્રમાણુ તું. (ઢા) ૨૮

[કેશ૦] આ પોતાને મધ્યમ નામથી ઓળખાવે છે, તે ઉપરથી મારૂં મન કહે છે કે

[અનુષ્ટુભ.]

ઘડેલો ટેકના તત્ત્વે એ તો મધ્યમ પાંડવ
મૃત્યુના મુખમાંથી આ આવ્યો મૂકાવવા અવ. (ણા) ૨૯

---

(ઢા) 'દીનનું રક્ષણ કરવાનો, દુષ્ટને દંડવાનો, સાહસ ખેડવાનો અને મધ્યદેશના વતની હોવાનો દાવો કરનારા ઘણા એ હોય છે ને તું પણ એક હોઈશ' એવો ભાવ ઘટોત્કચના 'હશે' વચનમાં સ્ફુરતો હોવાથી ભીમ અહીં પોતાને વધારે ચોકસપણે ઓળખાવે છે. પિતા પુત્રરૂપે જન્મ લે છે એ માન્યતાને અવલંબી તે કહે છે કે, પાંચ ભૂતમાં અંતર્ગત વાયુ તે હું છું; અર્થાત્ વાયુપુત્ર છું: માટે મધ્યમ છું. વળી તે ઉમેરે છે, કે પ્રસિદ્ધ પાંચ બાંધવો જે પાંડવો, તેમાં અંતર્ગત હું છું: માટે મધ્યમ છું; પ્રાચીન રાજવંશ જે ઐક્ષ્વાકુ ઐલ ને બાર્હદ્રથ, તે માંહેલો હું છું: માટે મધ્યમ છું; ને ત્રણે લોકમાં મધ્યમ જે પૃથ્વીલોક, ત્યાંનો હું છું: માટે મધ્યમ છું. 'મધ્યમ' શબ્દ યોગ રૂઢિ અને લક્ષણાથી કવિએ વિવિધ અર્થમાં પ્રયોજ્યો છે.

(ણા) શ્લોક ૨૭–૨૮ સમસ્યારૂપ છે, જેનો ઉત્તર શ્લોક ૨૮ માં ગૂઢ રહેલો છે. પૃથ્વી ઉપર ઐલ વંશના પાંચ બંધુઓમાં વાયુપુત્ર કોણ, તેનો ભેદ અહીં મધ્યમ પાંડવ કહી ખોલી દીધો છે.

[ એવે કેશવદાસનો મધ્યમ પુત્ર સરોવરથી પાછો આવે છે. ]

[મધ્યમ]

[ અનુષ્ટુભ. ]

મેં પોતે, આચમન લે, સરમાં જળ નિર્મળે
કર્યું તર્પણ પોતાનું પરત્ર લભ્ય દોહલે. (તા) ૩૦

[ નજીક આવી પ્હોચી ] ભાઇ ! હું આવ્યો છું.

[ઘટો૦] આવ્યો કે, મધ્યમ ? ચાલ મારી જોડે.

[કેશ૦ ભીમસેનને શરણે જઈ ] અહો ભાઇ[22] આ બ્રાહ્મણ કુટુંબ માર્યું જાય છે. રક્ષણ કરો, રક્ષણ કરો.

[ભીમ૦] બ્હીશો નહિ. ભૂદેવ, હું મધ્યમ તમને વંદન કરૂં છું.

---

૨૨ મૂળમાં **भो मध्यम** છે. એ પાઠ પ્રમાણે જો કેશવદાસે ભીમસેનને **मध्यम** શબ્દે સંબોધ્યો હોય, તો જવાબમાં ભીમસેનને **मध्यमोऽहम्** કહેવાનું કારણ ન રહે. ભીમસેનની ઉક્તિમાંથી **मध्यम** શબ્દ ગાળી શકાય એમ નથી; કેમકે નામગ્રહણપૂર્વક અભિવંદન કરવાનો સંપ્રદાય છે. એથી ઊલટું કેશવદાસની ઉક્તિમાં એ જરૂરનો નથી. કેમકે એ ઉક્તિ એના પૂર્વની કેશવદાસની ઉક્તિના અનુસંધાનમાં છે. આવી સમજથી **मध्यम** પદ મેં તજી દીધું છે.

---

(તા) સર-તળાવ. દોહલે લભ્ય-દુર્લભ. પરત્ર-પરલોકમાં, પિતૃલોકમાં. આત્મતર્પણના પ્રસંગ દ્વારા કવિએ અહીં કનિષ્ઠની કર્મનિષ્ઠા પ્રગટ કરી છે.

[કેશ૦] વાયુદેવ જેવા દીર્ઘાયુ થાઓ (થા).

[ભીમ૦] આશિષ માથે ચડાવું છું. કહો, તમારે શું ભય છે ?

[કેશ૦] સાંભળો, પૂર્વે જ્યાં મહારાજ યુધિષ્ઠિરનું ધર્મ-રાજ્ય હતું તે કુસજાંગલ દેશના યૂપગ્રામનો રહેનારો, માઠર ગોત્રનો,[૨૩] કાલાપ શાખાનો, યજુર્વેદી કેશવદાસ નામે હું બ્રાહ્મણ છું મારે કૌશિક ગોત્રના યજ્ઞબંધુ નામે એક મામા

---

૨૩ મૂળમાં **कल्पशाखाध्वर्युः** પાઠ છે. તેનો સંતોષકારક અર્થ થઈ શકતો નથી. **कल्प** નામની કોઇ શાખા જાણવામાં નથી. આથી મેં **कालापशाखाध्वर्युः** પાઠ કલ્પ્યો છે. બ્રાહ્મણે પોતાની ઓળખાણ આપતાં ગોત્ર ઉપરાંત વેદ અને શાખા જણાવવાનો સંપ્રદાય છે. તે પ્રમાણે કેશવદાસે અહીં પોતાને **कालाप** શાખાનો **अध्वर्यु** એટલે યજુર્વેદી કહે છે. મૈત્રાયણી શાખાનું પૂર્વનું નામ **कालाप** છે. તે કૃષ્ણ યજુર્વેદની શાખા છે. અર્થાત્ કેશવદાસ કૃષ્ણ યજુર્વેદી મૈત્રાયણી શાખાનો બ્રાહ્મણ હતો. **कठ कपिष्ठल** અને **कलाप** શાખાને **चरकाध्वर्यु** નામથી ઓળખતા હતા. **शतपथ**માં **चरकाध्वर्यु**નો બહુ વાર નિર્દેશ કર્યો છે. પતંજલિના **महाभाष्य**માં **उदगात्कठकालापम्** પંક્તિમાં **कालाप**નો નિર્દેશ છે. **कालापशाखाध्वर्युः** પદના પહેલા બે કાના ઊડી ગયાથી વર્તમાન ભ્રષ્ટ પાઠ હયાતીમાં આવ્યો જણાય છે.

---

(થા) દીર્ઘાયુ–ચિરંજીવી, પુત્ર. કેશવદાસ ભીમને ઓળખે છે તે એના આશીર્વાદથી જ જણાઈ આવે છે. “ વિનયથી તમે સામાન્ય ‘ મધ્યમ ’ સંજ્ઞાથી પોતાને ઓળખાવો છો. પરંતુ હું જાણું છું, તમે વાયુપુત્ર ભીમસેન છો. ” એવો ભાવ એમાં સ્ફુરે છે.

છે, તે ઉત્તરમાં ઉદ્યામક ગામમાં રહે છે. તેમના પુત્રનું ઉપ-નયન છે, તે ટાણા સર એમને ત્યાં હૂં કુટુંબ સાથે જવા નીકળ્યો છું.

[ભીમ૦] સુખે નિર્વિઘ્ન પ્હોચી જાઓ.

[કેશ૦]-ત્યાં પ્હોચતા પહેલાં માર્ગમાં,

[ માલિની. ]

ગતિ મૃગપતિ જેવી, મેઘ શી કાય, [૨૪]તીણા
દશન, વિપુલ દીસે પદ્મ શાં નેત્ર જેનાં,
જમ સમ અમ પૂંઠે દૈત્ય નિર્ભીત આ એ

---

૨૪ મૂળમાં प्रोग्रदंष्ट्रः છે. પરંતુ ઉગ્રત્વ તો જેટલું દંષ્ટ્રામાં રહ્યું છે, તેટલું જ કાળાં ગાત્રમાં, મોટી આંખોમાં અને સિંહ જેવી ગતિમાં રહ્યું છે. એ ઉગ્રત્વ જેમ ગાત્ર આંખ અને ગતિના સંબંધમાં તે તે વિશેષણે પ્રતીયમાન છે તેમ દંષ્ટ્રાના સંબંધમાં પણ સ્વશબ્દે ઉક્ત નહિ, પરંતુ યોગ્ય વિશેષણે પ્રતીયમાન હોતું જોઇયે. આવી સમજથી મેં प्राग्रदंष्ट्रः પાઠ સ્વીકાર્યો છે (अग्र અને उग्र ની અદલાબદલી પૂર્વે શ્લોક ૫ ના મૂળમાં પણ થયેલી એવામાં આવે છે, ત્યાં उग्रને બદલે अग्र છે). આની પૂર્વની ઉક્તિમાં ततस्ततः બોલ વધારે હના તે અનુવાદમાં મેં તજી દીધા છે.

---

(ચા) કહેવાની મતલબ એવી છે કે ' હું તમારો પ્રજાજન છું, બ્રાહ્મણ છું, શ્રૌત કર્મમાં કુશળ છું. માટે તમને રક્ષણ કરવા વીનવું છું. તમે મારી વ્હાર કરશો '.

ત્વરિત તમ સમક્ષે ભક્ષ્ય શોધંત ધાયે. (ઘા) ૩૧

[ભીમ૦] એમ? મારગે જતાં બ્રાહ્મણને આ દમે છે? ઠીક, એની ખબર લેઉં. ઊભો રહે, ભાઇ.

[ઘટો૦] આ ઊભો. કેમ, શું છે?

[ભીમ૦] શા માટે તું આ બ્રાહ્મણની પૂંઠે પડચો છે?[૨૫]

[ અનુષ્ટુભ. ]

જેના નક્ષત્ર શા રાજે બ્રહ્મતેજે સુપુત્ર આ
ને પત્ની ચંદ્રિકા તુલ્ય છે નિર્મળ ચરિત્રમાં, ૩૨
ચંદ્ર શો વૃદ્ધ એવો આ દ્વિજ શીતળતા વિશે
સોહે; તેને ગ્રહે તું, તે રાહુરૂપ ઉરે વસે. (ના) ૩૩

[ઘટો૦] હા, રાહુ કહે તો રાહુ જ.

[ભીમ૦] ચાલ, જવા દે એને.

---

૨૫ મૂળમાં **परस्यसि** છે. તે અર્થ રહિત હોવાથી **निरस्यसि** પાઠ મેં લીધો છે. પ્રથમ અક્ષરના લોપને લીધે પાઠભ્રંશ થયો જણાય છે. શાસ્ત્રીજી **परास्यसि** પાઠ કલ્પે છે, જેનો પ્રયોગ વિરલ છે.

---

**(ઘા)** મૃગપતિ–સિંહ. દશન–દાંત. વિપુલ–મોટાં. નિર્ભીત–ભય રાખ્યા વગર, બેધડક. ત્વરિત–ઝડપથી. ઉપમા અને સ્વભાવોક્તિની સંસૃષ્ટિ છે.

**(ના)** ચંદ્રિકા–ચંદની. વૃદ્ધ–(૧) ઘરડો; (૨) વધેલો, પૂર્ણ. ગ્રહે–(૧) પકડે છે; (૨) ગ્રહણ કરે છે, ગ્રાસ કરે છે. અહીં ઉપમા અને રૂપકનો અંગાંગિભાવ સંકર છે. દ્વિજમાં દ્વિજોના રાજા ચંદ્રનો ઉપચાર અને રાક્ષસ ઘટોત્કચમાં રાહુનો આરોપ સુશ્લિષ્ટ છે.

[ અનુષ્ટુભ. ]

જવા દે. સુત દારા લૈ એ ટાણા સર[26] જાય છે.
અવધ્ય જ સદા વિપ્રો અપરાધી છતાં ય છે. (પા)૩૪

[સ્વગત ] અહો[27]

[ અનુષ્ટુભ. ]

બંધુના ગુણનો ચોર કો આ તરુણ તે હશે ?
એના અડગ વીરત્વે અભિમન્યુ ઉરે વસે. (ફા)૩૫

---

૨૬ મૂળમાં **निवृत्तव्यवहारो** પાઠ છે. એમાં બીજા અક્ષરને માથેથી રેફ ઊડી ગયો જણાય છે. મેં **निर्वृत्तव्यवहारो** પાઠ લીધો છે. આ શ્લોક પછી **घटोत्कचः । न मुच्यते ॥** એટલું વધારે છે, તે મેં તજી દીધું છે.

૨૭ મૂળમાં **कस्य पुत्रेणानेन भवितव्यम् ।** એટલું વાક્ય અહીં વધારામાં છે. પરંતુ શ્લોકના **कोऽयं भो:** એવા સામાન્ય પ્રશ્નની પૂર્વે વિશેષ પ્રશ્ન અસ્થાને છે. આથી એ વધારાનું વાક્ય તજી દેઈ મેં અનુવાદ આપ્યો છે.

---

(પા) અવધ્ય-મારવા જોગ નહિ એવા. 'બ્રાહ્મણ અપરાધી હોય, તો પણ તેને મારવો ન જોઇએ; તો કેશવદાસની શી વાત ? એ તો અનપરાધી છે. માટે એને જવા દે, જવા દે. એ એના મામાને ત્યાં જનોઇના પ્રસંગે જાય છે. એને મારી નાંખવાથી રંગમાં ભંગ થશે.' આવો ભાવાર્થ છે. વિશેષ અને કાવ્યલિંગ ગમ્યમાન છે.

(ફા) બંધુ-યુધિષ્ઠિર આદિ ચાર ભાઇઓ. શ્લોક ૨૨ અને ૨૪ માં જેનું બીજ ગૂઢ રોપાયલું હતું, તે ઔરસ સંબંધની પ્રતીતિ અહીં સુતવાત્સલ્યથી કવિએ અંકુરિત થતી વર્ણવી છે. સ્મરણ અલંકાર છે.

[ પ્રગટ ] હું કહું છું, એને જવા દે.

[ઘટો૦] નહિ જવા દઉં.

[ અનુષ્ટુભ. ]

'જવા દે' એમ મુજને સુખે તાત મુખે ભણે.
જવા ન જ દઉં. એ મેં માના વેણે ગ્રહેલ છે.(ગ્રા)૩૬

[ ભીમ૦ સ્વગત ] શું ? 'માના વેણે ગ્રહેલ છે' એમ કહે છે ? આ તો ત્યારે માતૃભક્ત સાધુ પુરુષ કહેવાય. કેમજે

[અનુષ્ટુભ.]

માતા તે જ મનુષ્યોને માન્ય દેવાધિદેવ છે.
વેણુ માતાતણાં વંદી અમે આ વસિયે વને. (મા)૩૭

ભાઇ ! એક પૂછવું છે.

[ઘટો૦] પૂછ જલદી.

[ભીમ૦] તારાં માનું નામ શું ?

[ઘટો૦][૨૮] રાક્ષસી હિડિંબા.

---

૨૮ મૂળમાં **श्रूयताम्** । એટલો અંશ શરૂઆતમાં વધારે છે. લાંબી વિગતથી ભરેલા વર્ણનના આરંભે એ બોલ આવે છે. અહીં તો માત્ર નામનિર્દેશ છે. આથી તે નકામો ગણી મેં તજી દીધો છે.

---

(ગ્રા) અહીં ઉત્સાહનું નિરૂપણ છે. માતા પ્રત્યેની રતિ તેનું પોષણ કરે છે.

(મા) માતૃભક્ત–માને પૂજનારો. વંદી–નમસ્કાર સાથે માથે ચડાવી, માનપૂર્વક ઊઠાવી. અહીં દેવાધિદેવના આરોપમાં પરમપૂજ્યત્વનો ધ્વનિ છે. સરખાવો **मातृदेवो भव** । એ વિધિવાક્ય. અર્થાંતરન્યાસ અલંકાર છે.

[અનુષ્ટુભ.]

નિશાના ચંદ્રમા જેમ, તેમ પાંડવ મધ્યમ
જેના સૌભાગ્યના સ્વામી, શૂરા પૂરા, કુરૂત્તમ. (મા) ૩૮

[ ભીમ૦ સ્વગત ] એમ? આ તો હિડિંબાની કૂખનો વત્સ ઘટોત્કચ? ત્યારે તો ગર્વ હોય જ.

[અનુષ્ટુભ.]

કાંતિ, કાઠું અને શૌર્ય, સૌ વડીલ સમાન છેઃ
એનૂં પણ અરે ક્રૂર મન કેવૂં નિદાન છે! (कि) ૩૯

[ પ્રગટ ] અરે, એને તૂં જવા દે;

[ ઘટો૦ ] નહિ જવા દઉં.

[ ભીમ૦ ] [૨૯] હૂં એને બદલે આવૂં છું.

[ મધ્યમ ] ના, તમે નહિ, હૂં જઉં છૂં.

---

૨૯ આ તો પોતાનો પુત્ર છે એવૂં ભીમસેનના જાણવામાં આવે છે, ત્યારે તેનાં બળ અને શૌર્યથી તે જેટલો રીઝે છે તેટલો જ એક બ્રાહ્મણકુટુંબ પ્રત્યેની તેની ક્રૂરતાથી તે મનમાં કચવાય છે. હિડિંબાએ આહાર અર્થે પુરુષ મગાવ્યો છે એવૂં જે ઘટોત્કચ કહે છે, તેથી પણ એનૂં મન વિમાસણમાં પડી જાય છે. વાતનો તરસાળો જોવા તે ઘટોત્કચની સાથે જવાનો અને હિડિંબાના મ્હોની ખાતરી કરવાનો મનથી ઠરાવ કરે છે. એ ઠરાવ અનુસાર તે ઘટોત્કચને કહે છે, કે 'અરે, તૂં એને જવા દે–' આકળો ને અધીરો ઘટોત્કચ વચમાં

---

(मा) નિશા–રાત. કુરૂત્તમ–ઉત્તમ કુરુવંશી. સૌભાગ્ય–(૧) સુંદરપણૂં; (૨) એવાતન. ઉપમા અલંકાર છે.

(कि) વડીલ–મુરબ્બી પાંડવો. નિદાન–નક્કી.

[ અનુષ્ટુભ. ]

અર્પી ચૂક્યો જ છું પ્રાણો પૂજ્ય કાજ. રહો, રહી
તમે ચિર ગુણે રૂપે યૌવને સુહવો મહી. (ખિ) ૪૦

[ **ભીમ૦** ] ભૂદેવ ! એમ ન જ બને. [ઘટોત્કચ પ્રતિ] ૩૦ભાઈ ! હું વર્ણે ક્ષત્રિય છૂં; અને આ બ્રાહ્મણ છે, એટલે કે પૂજ્યતમ છે. માટે કરી બ્રાહ્મણશરીરને બદલે આ ક્ષત્રિય-શરીર હું આપવા ઇચ્છૂં છૂં.

---

બોલી ઊઠે છે, કે 'ના, નહિ જવા દેઊં.' પોતાની અધૂરી ઉક્તિની પૂરૂતિમાં 'હૂં એને બદલે આવૂં છૂં' કહી ભીમસેન તેનૂં સમાધાન કરે છે; અને બ્રાહ્મણની રક્ષાના પુણ્યનૂં નિમિત્ત આગળ કરી તે જવા તત્પર થાય છે. પિતાના મર્મથી અજાણ્યો ઘટોત્કચ પુણ્યબુદ્ધિએ તેનૂં કહેવૂં કબૂલ રાખે છે. આવી વસ્તુસ્થિતિ સમજી, મૂળમાં **भो ब्राह्मण गृह्यतां तव पुत्रः । वयमेनमनुगमिष्यामः ।** એવી જે ઉક્તિ છે, તેમાંથી **भो ब्राह्मण गृह्यतां तव पुत्रः ।** અને **एनम्** ગાળી નાંખી ભીમ-સેનની પૂર્વની અધૂરી ઉક્તિની પૂરૂતિમાં **वयमनुगमिष्यामः ।** એવો પાઠ મેં લીધો છે. **अहमनुगमिष्यामि ।** વધારે ઇષ્ટ છે.

૩૦ મૂળમાં **आर्य मा मैवम् ।** વાક્ય છે, તે કેશવદાસના મધ્યમ પુત્રને સંબોધીને છે. એ પછીની બધી ઉક્તિ ઘટોત્કચને સંબો-ધીને હોય એમ જણાય છે. એ ભાગમાં કરેલી માગણીની મંજુરી ઘટોત્કચના અખત્યારની છે. એટલા માટે એ ભાગના આરંભમાં સંબોધ્ય વ્યક્તિનો ભેદ બતાવવા મેં **भोः** શબ્દ મૂળમાં ઉમેર્યો છે.

---

(ખિ) રહો–અટકો. રહી–જીવી, જીવતા રહી. ચિર–લાંબો વખત. મહી–પૃથ્વી. બીજાને માટે પ્રાણનો ભોગ આપવાની ભીમસેન સાથે મધ્યમની સરસાઇ ધર્મવીરનૂં પરમ પોષણ કરે છે.

[ ઘટો૦ સ્વગત ] ઠીક, આ ત્યારે ક્ષત્રિય છે. ભલે, તો એને જ લેઈ જાઉં[31]. [ પ્રગટ ] ચાલ, ત્યારે તું ચાલ.

[ ભીમ૦ ] [32]હા, આવું, મારાથી વધારે બળવાન હોય તો આવું. તારામાં શક્તિ હોય, તો મને બળે લેઈ જા.

[ ઘટો૦ ] જોજે, લેઈ જઈશ હો. તું મને ઓળખે છે?

[ ભીમ૦ ] ઓળખું છૂં. તું મારો પુત્ર થાય ને હૂં તારો બાપ થાઉં[33].

[ ઘટો૦ ] હેં ? શૂં બોલ્યો ?[34]

---

૩૧ ઘટોત્કચ મૂળે બ્રાહ્મણના વધની વિરુદ્ધ છે. આથી બ્રાહ્મણને બદલે ક્ષત્રિય આવવા માગણી કરે છે તે એ તરત જ કબૂલ રાખે છે. આ ભાવ ન સમજાયાથી 'આ ત્યારે ક્ષત્રિય છે' પછી કોઇએ **तेन गर्वः।** અને 'લેઈ જાઉં' ની પૂર્વે **हत्वा** શબ્દો ઉમેર્યા છે. ઉપરાંત 'લેઈ જાઉં' પછી **अथ केनायं वारितः।** વાક્ય પણ ઉમેરેલૂં છે અને તેના અનુસંધાનમાં **भीमसेनः। मया।। घटोत्कचः। किं त्वया।। भीमसेनः। अथ किम्।।** એ ઉક્તિઓ પણ ગોઠવી દીધી છે. એ બધો ક્ષેપક ભાગ છાંટી નાંખી મેં અનુવાદ આપ્યો છે.

૩૨ મૂળમાં **एवम्। अतिवीर्यबलं नानुगच्छामि।** એવા એકીવખતે હકારનકારના વિરુદ્ધ ઉદ્‌ગાર છે, તે અસંગત છે. તે બદલ હું **एवम्। अतिवीर्यबलं नामानुगच्छामि।** એમ વાંચૂં છૂં. અસલ પાઠનો **मा** અક્ષર નાશ પામતાં અથવા લેખકદોષથી પડી જતાં પાઠભ્રંશ થયો જણાય છે.

૩૩ મૂળમાં 'ઓળખૂં છૂં, તૂં મારો પુત્ર થાય.' એવા અર્થનૂં વાક્ય છે.

૩૪ મૂળમાં **कथं कथम्। तवाहं पुत्रः।** એવો પાઠ છે. તેમાંથી પૂર્વ ભાગનો ભાવાર્થ મેં આપ્યો છે ને ઉત્તર ભાગ ક્ષેપક ગણી તજી દીધો છે.

[ ભીમ૦ ] રોષ શું કામ કરે છે, ભાઇ ? શાંત થા. ક્ષત્રિયો તે પિતા અને ઇતર વર્ણ તે તેમની પ્રજા કહેવાય છે. એ ભાવનું મારૂં બોલવું છે.

[ ઘટો૦ ] હાં, ડરી ગયો[૩૫].

[ ભીમ૦ ]

[ આખ્યાનકી. ]

લે સત્યના સોગન હું કહું છું,
ડરી જવું શું નવ તે લહું હું.
તું ભાઇ, કેવો ડર થાય, કહે ની.
સ્વરૂપ પ્રીછ્યા વણ વાત શેની ? (ગિ) ૪૧

[ ઘટો૦ ] ડર કેવો થાય, તે હું તને બતાવું છું. ચાલ, શસ્ત્ર સજ.

[ ભીમ૦ ] શસ્ત્ર ? સજ્યું જ છે.

[ ઘટો૦ ] શી રીતે ?

[ ભીમ૦ ]

---

૩૫ મૂળમાં **भीतानामायुधं गृहीतम् ।** છે. તે બદલ હું **भीतो नाम ।** પાઠ લેઊં છું. ઘટોત્કચની આગામી ઉક્તિની અસરથી ક્ષેપક ભાગ ઊમેરાઈ પાઠ ભ્રષ્ટ થયો લાગે છે.

---

(ગિ) ભીમસેન ઔરસ સંબંધ છુપાવી રાજકીય સંબંધ આગળ કરે છે. તેને સાંત્વનનો પ્રકાર માની ઘટોત્કચ ભીમમાં ભયનો અધ્યારોપ કરે છે. એનું અહીં પ્રત્યાખ્યાન છે.

[અનુષ્ટુભ.]

રિપુને દંડ દેનારો મુજ દક્ષિણ હસ્ત જે
સુવર્ણસ્તંભ સરખો, શસ્ત્ર એ જ પ્રશસ્ત છે. (ધિ) ૪૨

[ ઘટો૦ ] પિતુશ્રી ભીમસેનના મુખમાં એ તો વેણ શોભે.

[ ભીમ૦ ] એ ભીમ કોણ વારૂ ?

[અનુષ્ટુભ.]

સેનાની, યમ ને શક્ર, બ્રહ્મા, વિષ્ણુ અને શિવ,
તેમાંથી, તું કહે, ભાઇ ! કોના જેવા પિતા તવ? (ઙિ)૪૩

[ ઘટો૦ ] એ છ-એ-ના જેવા.

[ ભીમ૦ ] છિટ છિટ ! તું ખોટૂં કહે છે.

[ ઘટો૦ સ્વગત ] શું ? મને એ ખોટો કહે છે ને પિતાજીને ઊતારી પાડે છે ? લાવ, એને આ મોટા ઝાડના ઝપાટે ખોખરો કરૂં. [ ઝાડ ઊખાડી ફેંકે છે, તે ખાલી જતાં ] અરે ! આણે તો એને કંઇ ન થયૂં ! શૂં કરવૂં ? હાં, સૂઝ્યૂં. આ જંગી ગદા ઊપાડીને મારૂં. [ ગદા ફેંકતાં પ્રગટ ]

---

(ધિ) દક્ષિણ-(૧) જમણો; (૨) કુશળ. સુવર્ણસ્તંભ-સોનાનો થાંભલો. અહીં હાથમાં આયુધના આરોપમાં લક્ષણાનો પ્રયોગ છે. તેના પ્રયોજન તરીકે લોકોત્તરત્વનો ધ્વનિ છે. ત્રીજા ચરણમાં કાંતિ અને દૃઢત્વને લેઈ ને હાથને સુવર્ણસ્તંભની ઉપમા આપી છે.

(ઙિ) સેનાની-દેવોની સેનાના ઉપરી કુમાર કાર્ત્તિકેય. શક્ર-ઇંદ્ર. કવિએ પોતાના સમયના છ પ્રતાપી ઉપાસ્ય દેવો સાથે અહીં ભીમની સરખામણી કરી છે.

[અનુષ્ટુભ.]

ભાગશે આ ગદા ગાત્રો, હણું છું, પ્રાણ ભાગશે.

[ ભીમ૦ ગદા આવતી ચૂકવી ]

જશે ગાંજ્યો નવ ગજે નવહત્થો. મથે જ શે ? (ચિ) ૪૪

[ ઘટો૦ સ્વગત ] અરે ગદા પણ ખાલી ગઈ. હવે શૂં કરવૂં ? હાં હાં, સાંભર્યૂં. [ પ્રગટ ]

[અનુષ્ટુભ.]

છૂં ભીમસેનનો પુત્ર, પૌત્ર મારુતનો તથા.
મારો જોટો નથી મલ્લવિદ્યામાં. ચાલ, સજ્જ થા. (છિ) ૪૫

[ બે મલ્લકુસ્તી કરે છે. ]

[ ઘટો૦ ભીમને બાથમાં બીડી ]

[ માલિની. ]

ગજ વત દૃઢ બાંધૂં બંધમાં આ તને હૂં.
મુજ ભુજજુગમાંથી ક્યાં જનારો હવે તૂં ?

---

(ચિ) ગદ્દા–મોટી શિલા. ગજ–હાથી નવહત્થો–પૂંછડાના છેડાથી કાનની ટીશી સૂધી નવ હાથ લંબાઇનો જંગી વાઘ. અહીંથી સાત્વતી વૃત્તિનૂં નિરૂપણ છે. પ્રસ્તુત ઉક્તિમાં તેનૂં સંલાપક અંગ પોષાયૂં છે. આદ્યંત યમક અને અપ્રસ્તુતપ્રશંસાની સંસૃષ્ટિ છે.

(છિ) મારુત–વાયુદેવ. અહીં ગર્વ નામે સંચારી ભાવ ઉત્સાહનૂં પોષણ કરે છે. સાત્વતી વૃત્તિનૂં આ ઉત્થાપક અંગ છે.

[ **ભીમ૦** સ્વગત ] મને બાથમાં લીધો ખરો. સાચવજે (જિ), **સુયોધન !** તારા શત્રુઓ વધારે બળવાન થતા જાય છે. [ છટકી જઈ પ્રગટ ][૩૬]

બળ બહુ તવ જોયૂં. ધન્ય છે, વીર! આમાં
શ્રમ નવ લવલેશે છે મને. તૂં કુલા માં. (ઞિ) ૪૬

[ **ઘટો૦** સ્વગત ] દાવ ફાવતો નથી. શૂં કરવૂં? હાં, યાદ આવ્યૂં. એને હૂં માયાપાશે બાંધી લેઊં. માતુશ્રીની એ પ્રસાદી છે. આચમન માટે પાણી જોઇયે. આપ, રે પર્વત, પાણી. ઓહો, ધાર છૂટી. [ આચમન કરી મંત્ર જપી પ્રગટ ] અહો વીર !

---

૩૬ મૂળમાં (**प्रकाशम्** ) **भोः पुरुष अवहितो भव ॥ घटोत्कचः । अवहितोऽस्मि ॥ भीमसेनः ( नियुद्धबन्धमवधूय ) ।** અને તે પછી **व्यपनय बलदर्पं** વગેરે શ્લોકાર્ધ છે. પરંતુ એક શ્લોકાત્મક ઉક્તિપ્રત્યુક્તિમાં વચ્ચે સામાન્ય રીતે ગદ્ય ભાગ આવતો નથી. આથી મેં તે છોડી દેઈ અનુવાદ આપ્યો છે.

---

(**જિ**) અહીં કૌરવ સાથે બંધાયલૂં વૈર સંભારી, દુર્યોધન જાણે સામો ઊભો હોય તેમ, ભીમ પુત્રના બળ પરાક્રમથી ગર્વિષ્ઠ બની કહે છે કે 'સુયોધન ! સંભાળજે. અમારો પક્ષ આવા વીરપુત્રથી વધારે બળવાન થતો જાય છે.' જેની સાથે લડવૂં વસમૂં છે એવા અર્થના દુર્યોધન પદને બદલે સુયોધન શબ્દનો પ્રયોગ એમ બતાવે છે, કે દુર્યોધન વક્તાના હીસાબમાં નથી. શત્રુ બોલ હાડવૈરનો અને પરિણામે શાતન એટલે નિકંદનનો બોધ કરે છે. અહીં ગર્વપોષિત હર્ષ નામે સંચારી ભાવનૂં નિરૂપણ છે.

(**ઞિ**) શ્રમ–મહેનત. લવલેશ–લગાર. સાત્વતી વૃત્તિના પરિવર્તક અંગનૂં અહીં નિરૂપણ છે.

[અનુષ્ટુભ.]

બાંધે છે ઉત્સવે ઇંદ્રધ્વજને, તે વિધે હવાં
માયાપાશે તને આ હું બાંધૂ. પામે ન તું જવા. (નિ) ૪૭

[ભીમસેનને માયાપાશે બાંધી લે છે.]

[**ભીમ૦** સ્વગત] **અરે! આણે મને માયાપાશે બાંધી** લીધો. [૩૭]ફિકર નહિ. એમાંથી છૂટવાનો શંકર ભગવાનની પ્રસાદીનો મંત્ર મારી પાસે છે, તે જપૂં. પણ પાણી ક્યાંથી લાવવૂં? [પ્રગટ] અહો [૩૮]ભૂદેવ! કમંડળ નમાવી પાણી આપો તો.

[**કેશ૦**] લીજિયે.

[ભીમસેન આચમન કરી મંત્ર જપે છે. એટલે માયાપાશ છૂટી જાય છે.]

[**ઘટો૦** સ્વગત] પાશ તો છૂટી ગયો! [૩૯] હશે. આમ કરૂં. [પ્રગટ] અહો વીર! પ્રથમ કરેલી સરત યાદ હશે.

---

૩૭ મૂળમાં **किमिदानीं करिष्ये ।** છે. અનુવાદમાં તેનો ભાવાર્થ માત્ર લીધો છે.

૩૮ મૂળમાં **भो ब्राह्मणकुमार** છે. પરંતુ ઉત્તર આપનાર કેશવદાસ છે, તેનો પુત્ર નથી. તેથી મેં અસલ પાઠ **भो ब्राह्मण** લીધો છે.

૩૯ મૂળમાં અહીં **किमिदानीं करिष्ये । भवतु ।** એમ છે. તે બદલ **भवतु । एवमिदानीं करिष्ये ।** એવો પાઠ મેં લીધો છે. પદ ઊલટસૂલટ થયાથી અને અક્ષરો પડવાથી પાઠભ્રંશ થયો લાગે છે.

---

(નિ) અહીં સાત્વતી વૃત્તિના સાંઘાત્ય અંગનૂં નિરૂપણ છે. ઉપમા અલંકાર છે.

[ ભીમ૦ ] સરત ? હા, યાદ છે. ચાલ, થા આગળ. આવું છું.

[ બે જવા માંડે છે. ]

[ કેશ૦ ] વ્હાલા પુત્રો ! શું કરવું ? આપણા માટે આ ભીમસેન પોતે પ્રાણ આપે છે.

[વસંતતિલકા.]

ખંખેરણી જલદના જલના કરે છે
ને સાંઢ મંદ ડગલાં મદમાં ભરે છે,
તેવી જ ત્રેવડ કરા ઝટ [40]અગ્નિ જેવા
આ દૈત્યની નિજ બળે અવ જાય એ હા ! (ટિ) ૪૮

[ ઘટો૦ ] તું અહીં રહે. તને લેઈ આવ્યાની હું માતુશ્રીને અંદર ખબર કરૂં.

[ ભીમ૦ ] વારૂ, અહીં ઊભો છું, જા.

---

૪૦ મૂળમાં **ज्वलदुग्ररूपं, युक्तम्** ને **सलीलः** છે; તે બદલ મેં **ज्वलदग्निरूपं, युक्तः** ને **सलीलम्** પાઠ લીધા છે. અક્ષરો ગલત થવાથી પહેલો અને લેખકદોષ થવાથી છેલ્લા બે પાઠ ભ્રષ્ટ બન્યા લાગે છે.

---

(ટિ) જલદ–મેઘ. ત્રેવડ–વેનરણ. રાક્ષસનો પરાજય કર્યો છતાં ભીમસેન વચનનો બાંધ્યો તેની સાથે મધ્યમને બદલે જાય છે, તેને લીધે કેશવદાસના મનમાં પ્રગટતા ચિંતાપોષિત દૈત્યનું અહીં નિરૂપણ છે. ભીમ અને સાંઢની સરખામણી મેઘજળ અને ઘટોત્કચની ખંખેરણી પુરતી જ છે. આવો વીર નર આપણે માટે પ્રાણ આપે છે એવું વિચારી કેશવદાસ લાચાર બને છે. એ તેને રોકવા અસમર્થ છે.

[ ઘટો૰ અંદર જઈ ] ઘટોત્કચના પ્રણામ, માજી મ્હેલાં તમે લાવવા કહ્યો હતો તે આહાર આણ્યો છે[41].

[ હિડિંબા પ્રવેશ કરી ] ઘણું જીવો, બેટા ! શો આહાર આણ્યો છે? માણુસ છે?[42]

[ ઘટો૰ ] માજી! આકાર તો બધો માણુસનો છે[43] (ઠિ)

[ હિડિંબા ] કહે, બ્રાહ્મણ છે એ? (ડિ)

[ ઘટો૰ ] ના, માજી.

[ હિડિંબા ]. ત્યારે શ્રમણ છે? (ડિ)

---

૪૧ મૂળમાં **आहारार्थमानीतो मानुषः।** છે. પરંતુ હિડિંબ **कीदिसो ? माणुसो आणीदो ?** એમ પૂછે છે. તેથી ઘટોત્કચ ઉક્તિ મનુષ્યરૂપ આહારવિશેષ સંબંધી નહિ, પણ આહારસામા સંબંધી હોવી જોઇયે. આ સમજથી **आहार आनीतः।** એટલો પાઠ મેં લીધો છે. જુઓ આગામી ટિપ્પણી.

૪૨ હિડિંબાએ આહાર અર્થે મનુષ્ય આણવા કહ્યું હતું તો તે પૂછે છે કે 'શો આહાર આણ્યો છે? માણુસ છે? આવી સ જથી મૂળના **कीदिसो** પદ પછી **आहारो** લેઈ તેનું જુદું વા ગણી મેં અનુવાદ કર્યો છે.

૪૩ મેં શાસ્ત્રીજીના **वाङ्मात्रेण** ના બદલે **रूपमात्रेण** પાઠ તર સ્વીકાર્યું છે; અને છેવટના **न वीर्येण।** બોલ ક્ષેપક ગણી ત દીધા છે.

---

(ઠિ) ભીમનું અમાનુષ બળ સંભારી ઘટોત્કચ મનમાં ખંચા આમ બોલે છે.

(ડિ) બ્રાહ્મણને અથવા બ્રાહ્મણેતર પરિવ્રાજકને ખેંચી આ દોષ તો નથી વ્હોર્યો, એ ભયથી સાધ્વી રાક્ષસી આ પ્રશ્નો કરે

[ ઘટો૦ ] ના, તે એ નથી.[૪૪]

[ હિડિંબા ] ઠીક, હું જોઉં.

[ ઝાડીમાંથી બે બહાર આવે છે. ]

[ હિડિંબા ભીમસેનને જોઈ ] અહો આમને તેં આણ્યા છે[૪૫] ?

[ ઘટો૦ ] કેમ વારૂ, કોણ છે એ ?

[ હિડિંબા ] ગાંડા, એ તો દેવ છે. (દ્વિ)

[ ઘટો૦ ] દેવ છે ! કોના દેવ ?

[ હિડિંબા ] મારા તેમ જ તારા. (દ્વિ)

[ ઘટો૦ ] શા ઉપરથી ?

---

૪૪ આના પછી **हिडिम्बा । किं बालो ॥ घटोत्कचः । ण बालः ॥** એ બે ઉક્તિઓ મૂળમાં વધારે છે. વનમાં માત્ર બ્રાહ્મણ કે બ્રાહ્મણેતર તપસ્વી જન મળી આવવાનો સંભવ છે; બાળકનો નથી. આથી બાળક સંબંધી પ્રશ્નોત્તર અસ્થાને ગણી પ્રસ્તુત ઉક્તિપ્રત્યુક્તિ મેં તજી દીધી છે.

૪૫ મૂળમાં **किं एसो माणुसो आणीदो ।** એમ છે. તેમાંથી **माणुसो** બોલ ગાળી નાંખી મેં અનુવાદ આપ્યો છે. પુત્રને ભીમસેનની ઓળખાણ કરાવવા અર્થે હિડિંબાની ઉક્તિ છે, નહિ કે આ માણસ આણ્યો કે બીજો માણસ આણ્યો તે વિશે. આથી મેં **माणुसो** બોલ ક્ષેપક, અર્થાત્ ત્યાજ્ય ગણ્યો છે.

---

(**દ્વિ**) દેવત્વના આરોપમાં અહીં પૂજ્યપણાનો અને ઇષ્ટપણાનો ધ્વનિ છે. સ્વામી સ્ત્રીના દેવ છે; જુઓ **कोऽपि देवः कुलस्त्रीणां पतिरेव पतन्नपि ।**. પિતા પુત્રના વડીલ અને સાવિત્રીનો ઉપદેશ કરનાર ગુરુ છે, એટલે દેવ છે.

[ **હિડિંબા** ] આ ઉપરથી, કહું છું:–[ ભીમસેન પ્રત્યે ] જય જય, સ્વામિનાથ !

[ **ભીમ૦** સામું જોઈ ] [૪૬]અહો હિડિંબા દેવી.

[ અનુષ્ટુભ. ]

રાજ્ય ખોઈ વને ભૂંડે હતા રખડતા અમે,
મીઠી મીટે તમે દેવી ! ટાળ્યો ’તો તાપ તે સમે. (ણિ)૪૯

પણ પ્રિયે ! [ કાનમાં કંઈક કહે છે ] આનો શો અર્થ ?

[ **હિડિંબા** ] કહું, સ્વામિનાથ. [ કાનમાં ભેદ ખોલી દે છે. ]

[ **ભીમ૦** ] વાહ દેવી ! રાક્ષસીની કૂખે જન્મ છે, પણ આચાર રાક્ષસી નથી.

---

૪૬ આની પૂર્વે **का पुनरियम्** એવું પ્રશ્નવાક્ય છે; તે અ-સંગત છે. ભીમસેનને જણાવીને જ ઘટોત્કચ હિડિંબાને ખબર કરવા ગયો હતો. તે પાછો આવે છે, ત્યારે હિડિંબા તેની જોડે છે. ઉપરાંત હિડિંબા ‘જય જય, સ્વામિનાથ !’ કહી ભીમસેનને આવકાર આપે છે. એ પ્રતીતિ પછી ‘આ કોણ હશે !’ એ પ્રશ્નનો બહુ અવકાશ નથી. આથી **का पुनरियम्।** બોલો ક્ષેપક ગણી મેં તજી દીધા છે.

---

(ણિ) રાજ્ય–પાંડવોના ભાગમાં આવેલો પ્રદેશ. ‘દેવી’ બોલ અહીં રાણી અર્થનો વાચક હોવા ઉપરાંત રાક્ષસી હિડિંબાની દૈવી પ્રકૃતિનો પણ બોધક છે. વારણાવતમાં પાંડવો બળતા લાક્ષાગૃહમાંથી સુરંગદ્વારા રાજપાટ મૂકી નાસી છૂટ્યા હતા; એ સમયના દુ:ખનું ‘તાપ’ શબ્દે સૂચન છે. એ દશામાં રાક્ષસજાતિની ક્રૂરતા ન દાખવતાં હિડિંબાએ ભીમ પ્રત્યે અંતરનો પ્રેમ દર્શાવ્યો હતો, તે કથાનું ‘મીઠી મીટે’ વગેરે શબ્દમાં અનુસંધાન છે.

[ હિડિંબા ] શું જોઈ રહ્યો છે, ગાંડા ? તારા પિતાને વંદન કર.

[ ઘટો૦ ] પિતાજી ! નમસ્કાર ઘટોત્કચના. [૪૭]અમર્યાદા (તિ) માફ કરશો. હું છોરૂં છું.

[ ભીમ૦ ] આવ, આવ, વત્સ ! [ ભેટીને ] એ અમર્યાદાએ મારૂં મન માન્યૂં છે. વડીલો ઇચ્છે છે તે આવા જ, કૌરવવંશના દાવાનળરૂપ, પુત્ર ઇચ્છે છે. વત્સ ! પરમ બળવાન અને પરાક્રમી નીવડજે.

[ ઘટો૦ ] પિતાજીની આશિષ માથે ચડાવૂં છું.

[ કેશ૦ ] ઠીક, આ તો ત્યારે ભીમસેનનો પુત્ર ઘટોત્કચ.

---

૪૭ અહીં **धार्तराष्ट्रवनदावाग्निः** વિશેષણ મૂળમાં વધારે છે. એ અભિમાનનૂં વચન અવિનયની માફી માગતા વિનય કરતા પુત્રના મુખમાં શોભતૂં નથી. તેનાં બળ ને શૌર્યથી રીઝતા પિતાના મુખમાં કવિએ આગામી ઉક્તિમાં મૂક્યૂં છે, તે યોગ્ય છે. એ ઉક્તિમાંથી કોઇકે પ્રસ્તુત ઉક્તિમાં ઘુસાડ્યૂં હોય, એમ લાગે છે. અનુવાદમાં તે તજી દીધૂં છે.

---

(તિ) અમર્યાદા માફ કરશો–ભીમસેને બ્રાહ્મણકુટુંબને જવા દેવાનૂં કહ્યૂં હતૂં તે ઘટોત્કચે માન્યૂં ન હતૂં એટલૂં જ નહિ, પણ તેણે ભીમસેનને વૃક્ષના અને શિલાના પ્રહાર કરી તથા ભુજબંધમાં બાંધી મર્યાદાનો અનેક રીતે ત્યાગ કર્યો હતો; તે બાબત પુત્ર પિતાની માફી માગે છે.

[ ભીમ૦ ] વત્સ ! પૂજ્ય કેશવદાસને, જા, પગે પડ. ( થિ )

[ ઘટો૦ ] પગે પડૂં છું, ભગવન્ !

[ કેશ૦ ] ગુણે અને કીર્તિએ પિતા જેવો થજે.

[ ઘટો૦ ] ભૂદેવની આશિષ માથે ચડાવૂં છું.

[ કેશ૦ ] ધન્ય છે તમને, ભીમસેન ! તમે બ્રાહ્મણનું કુળ ઊગાર્યું અને તમારૂં કુળ તાર્યું. અમે હવે જઇયે છિયે.

[ ભીમ૦ ] પરભાર્યા ન જવાય. તમારે લીધે જ સૌ-સારાં વાનાં થયાં છે. ભગવન્ ! તમારી

[ અનુષ્ટુભ. ]

આશિષે અંતરતણી સુખિયા આ થયા છિયે.
થાક ખાઈ જજો. પાસે છે આશ્રમ. પધારિયે. (દિ) ૫૦

[ કેશ૦ ] અમારે મોડૂં થાય છે; અમે જઈશૂં. તમે આ જીવિતદાન આપ્યૂં , તે આતિથ્ય (ધિ) જ છે.

---

(થિ) બ્રાહ્મણને દૂભ્યા બાબત ભીમ ઘટોત્કચ પાસે કેશવદાસની માફી મગાવે છે. 'પગે લાગવૂં' કેવળ વિનયવાચક છે. 'પગે પડવૂં' બોલમાં વિનય ઉપરાંત અવિનયના પ્રાયશ્ચિત્તનો ભાવ સમાયો છે.

(દિ) બ્રહ્મહત્યાના કુલકલંકનો પરિહાર અને કુટુંબમેળો 'સુખ' શબ્દે અભિપ્રેત છે. 'આશ્રમ' શબ્દ પાંડવોના આશ્રમનો બોધક છે.

(ધિ) જીવિતદાનથી અતિથિનો સત્કાર તે આતિથ્ય જ છે— અન્નદાનથી ચડિયાતું આતિથ્ય છે, એમ કહેવાનો ભાવાર્થ છે.

[ **ભીમ૦** ] વારૂં, ભગવાન્ સકુટુંબ સિધાવો ત્યારે. કોઇ સમે વળી દર્શન દેજો.

[ **કેશ૦** ] ઠીક[૪૮]. [ કુટુંબ સાથે ચાલવા માંડે છે. ]

[ **ભીમ૦** ] દેવી ! ચાલો, ભગવાન કેશવદાસને બહુ નહિ તો આશ્રમના દ્વાર સૂધી વળાવી આવિયે. વત્સ ! તૂં પણ ચાલ.

[ **ઘટો૦** ] [૪૯]ઉત્તમ સંકલ્પ છે. આપણે સૌ એ ચાલો.

[ બધાં જાય છે. ]



---

૪૮ આના પછી મૂળમાં प्रथमः कल्पः । બોલ છે. તે કેશવદાસના મુખમાં અસ્થાને છે; માટે મેં તજી દીધા છે.

૪૯ ટિપ્પણી ૪૮ વાળા મૂળમાં કેશવદાસના મુખમાં અસ્થાને કહેલા प्रथमः कल्पः । શબ્દ ઘટોત્કચના મુખમાં શોભતા હોવાથી એ અહીં ઘટોત્કચની ઉક્તિરૂપે મુક્યા છે.

# મધ્યમ.

## સમાપના.

નાટક થઈ રહ્યા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે.

[ ૫૦સૂત્ર૦ ] જય ઇષ્ટદેવનો, વિષ્ણુ ભગવાનનો જય!

[આખ્યાનકી.]

નદી બધી સાગરને ભજે છે.
હુતાશને આહુતિઓ યજે છે.
ને મંનને ઇંદ્રિય સર્વ સેવે.
ઉપાસિયે કેશવને અમે એ. (નિ) ૧

[ જાય છે. ]

---

૫૦ મૂળમાં આ શ્લોકને ભીમસેનની ઉક્તિના ભાગ તરીકે આપ્યો છે. પરંતુ તે પાત્રોક્તિ નથી; સમાપનાનો મંગલ શ્લોક છે. આથી મેં તેને જુદો પાડી સૂત્રધારના મુખમાં મૂક્યો છે. दूतघटोत्कच-ના આરંભના શ્લોકમાં સૃષ્ટિ વિસ્તારનાર અને સમેટનાર નારાયણ ભગવાનમાં નાટકના પ્રસ્તાવક અને સમાપક સૂત્રધારનો આરોપ કર્યો છે. તે ઉપરથી સમજાય છે કે પ્રસ્તાવનાની પેઠે સમાપના પણ ભાસના સમયમાં સૂત્રધાર કરતો હશે.

---

(નિ) હુતાશ—અગ્નિ. યજે છે—પૂજે છે. ઉપાસિયે—ભજિયે છિયે, સેવિયે છિયે. સમાપ્તિનું મંગળાચરણ છે. અહીં ઉપમા અને મુદ્રાની સંસૃષ્ટિ છે.